શ્રીહરીકૃષ્ણ મહારાજના એકાંતિક

સાધુ ધર્માનંદસ્વામીએ બનાવેલું

# ભાગવતધર્મ.

કીંમત ૦—૮—૦

# ભાગવત ધર્મ.

રચનાર.

શ્રી હરીકૃષ્ણ માહારાજના એકાંતિક
સાધુ ધર્માનંદ સ્વામી.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

શેર દલાલ. માણેકલાલ પરશોતમદાસ
મોદી

ઠે. રાયપુર નાઇવાડા,

**અમદાવાદ.**


સંવત ૧૯૮૭ સને ૧૯૩૧

આવૃત્તિ ૩ જી. પ્રત. ૫૦૦

કીંમત. ૦-૬-૦

श्री हरीकृष्णपरमात्मा:

स्वामी श्री अक्षरमुक्तानंद.  स्वामी श्री धर्मानंद.



यदायदाहि धर्मस्यग्लानिर्भवति भारत ।
अभ्युत्थानम धर्मस्य तदात्मानं सृजाम्यहम ॥

# પ્રસ્તાવના.

આ પુસ્તક રચનાર ભગવાન શ્રી હરીકૃષ્ણ મહા પ્રભુજીના એકાંતીક સાધુ શ્રી ધર્માનંદ સ્વામી કે જેમને માટે તેમના ઉગ્ર તપોથી પ્રસન્ન થઈ શ્રી હરી કૃષ્ણ મહા પ્રભુજીએ દ્વીજે કુળે અવતાર ધારણ કરી આત્યાંતીક જ્ઞાનનો પ્રચાર કરી અનેક જીવો ઓધ્ધર્યા, તથા શ્રી મુખે આદર્શ સીદ્ધાંતો મુમુક્ષુ જીવોના કલ્યાણાર્થે જાહેર સભાઓ દ્વારા બતાવ્યા છે, તે પુસ્તક "શ્રી મુખ સીદ્ધાંત" નામે પ્રખ્યાતી પામેલું છે, અને તેના ત્રણ વિભાગો છે, તે પણ સ્વામીજીની કૃપાથીજ રચાયું છે. તે પુસ્તકનોજ સાર આ પુસ્તકમાં આવી જાય છે. શ્રી હરી કૃષ્ણ મહા પ્રભુજીએ સમજાવેલા આદર્શ સીદ્ધાંતોનું કવિતા રૂપે સ્વામીજીએ સ્વ હસ્તેજ આ પુસ્તકમાં વર્ણન કર્યું છે. જે પ્રમાણે ગંગા માતાનો પ્રવાહ શ્રી વિષ્નુ ભગવાનના ચર્ણમાંથી નીકળી શ્રી શંકર પરમાત્મા દ્વારા જગતના કલ્યાણ માટે ભુલોકમાં પ્રસરી રહ્યો છે, તેવીજ રીતે આ ભાગવત ધર્મનો બોધ શ્રી હરી કૃષ્ણ મહા પ્રભુજીના સ્વમુખેથી કહેલ તે સ્વામીજી દ્વારા પ્રગટ થયો છે, પણ તે જગતમાં બરાબર પ્રસર્યો નથી એક ચિંતામણી રત્ન તેના જાણકારના હાથમાં આવે, તો તેની કીંમત તે બરાબર સમજી શકે, પણ તેનું તેજ રત્ન કોઇ અજાણ્યાના હાથ લાગી જાય તો તેના મનતો તે એક સાધા-

રણુ પથરોજ જણાય. આત્મ કલ્યાણુના માર્ગો દર્શાવનારા ઘણાએ ગ્રંથો છે, તેમાં શ્રીમદ્ ભગવત્ ગીતા સર્વોત્તમ અને સર્વમાન્ય ગ્રંથ તરીકેનું સ્થાન ભોગવે છે. ગીતા શ્રી કૃષ્ણુ પરમાત્માએ સંસ્કૃત ભાષામાં અર્જુનજીને કહી છે, અને તેના ઘણા અનુવાદો થયા છે, અને આજે તે ગીતા આખા જગતમાં પ્રસરી રહી છે. આ ભાગવત ધર્મ શ્રી હરી કૃષ્ણુ મહા પ્રભુજીએ સ્વામીજીને ગુજરાતીમાં સમજાવ્યો છે. અને સ્વામીજીએ આપણા ઉપર કૃપા કરીને તેની સરળમાં સરળ અને રસદાર ગુજરાતી ભાષામાં કવીતા રૂપે રચના કરી છે. તેથી તેનો લાભ સ્ત્રીઓ અને બાળકો જેવાં એટલે ઓછું ભણેલાઓથી પણ સહેલાઇથી લઇ શકાય તેમ છે. તત્વ જ્ઞાનના બીજા પુસ્તકો કરતાં આ પુસ્તકમાં વિશેષતા એ રહેલી છે કે જ્ઞાનનુ સ્વરૂપ અવ્યહવારીક અને ઘણીજ મુશ્કેલીથી આચારમાં ઉતારી શકાય તેવું, અને લંબાણુમાં આ લેખ્યું નથી, પણ ટુંકાણુમાં સરળ શબ્દોમાં અને વ્યવહારીક એટલે આચારમાં સુખે દુઃખે, એક જન્મે કે અનેક જન્મે, જે જ્ઞાન ઉતાર્યા વીના સાધ્યીજ નથી, તે જ્ઞાનનો સચોટ બોધ આલેખવામાં આવ્યો છે. વળી સ્વામીજીને પ્રભુનો સાક્ષાત્કાર થએલો હોવાથી અને પોતે પ્રભુને વરેલા હોવાથી, ( શ્રુતી કહે છે કે પ્રભુ વર્યા શીવાય તેને પામી શકાતું નથી. ) પ્રભુને વરવાનો અને તેનો સાક્ષાત્કાર કરવાનો સરળમાં સરળ પોતાનો અનુભવ સિદ્ધ રસ્તો આ પુસ્તકમાં બતાવ્યો છે. જે મનુષ્યના અંતઃકરણુમાં આ ભાગ-

વત ધર્મરૂપી જ્ઞાન દીપક પ્રગટશે તે અજ્ઞાન રૂપી અંધકારના ત્રાસથી મુક્ત થશે, અને તેના પરીણામે પાપી વાતાવરણોનો નાશ થઇ શુદ્ધ સત્વગુણ પ્રધાન્ય વાતાવરણો રૂપી જ્ઞાન પ્રકાશ પ્રગટશે, એટલે તેને પ્રભુનું આપો આપ દર્શન થશે એ નિશંક વાત છે. આ પુસ્તકની પ્રથમ આવૃતી પા. ગોવીંદલાલ બાપુજીએ છપાવેલી તે ખલાસ થઇ જવાથી બીજી આવૃતી શેર દલાલ નાથાલાલ તથા નાનશા કાળીદાસે છપાવેલી છે, તે પણ પુરી થઇ જવા આવી છે. ઉપરોક્ત બન્ને આવૃતીઓ બાળબોધ લીપીમાંજ પ્રગટ કરવામાં આવેલી હોવાથી તેનો લાભ ઉપર કહેવામાં આવ્યું છે તે મુજબ સ્ત્રીઓ અને બાળકો જેવાં એટલે ઓછું ભણેલાઓ કે જેમને બાળબોધ લીપી વાંચતાં ન આવડતી હોય તે લઇ શકે નહિ એ સ્વભાવીક છે. માટે આ ત્રીજી આવૃતી પ્રભુ કૃપાથી ગુજરાતી લીપીમાં છપાવી સુજ્ઞ હરિજનો સમક્ષ રજુ કરી આનંદ માનું છું. આ મારો પ્રથમ પ્રયાસ છે, માટે કદાચ ત્રુટીઓ રહી ગઇ હશે તો તે સુધારી લેવા કૃપા કરશોજી. તા. ૧૫-૨-૩૧

સંવત. ૧૯૮૭ ના મહાવદ
૧૩ મહાશીવરાત્રી.

લી. સેવક
માણેકલાલ પરસોતમદાસ
શેરદલાલ.

# અનુક્રમણિકા.

# અથ શ્રી ભાગવત ધર્મ.

## શ્રી હરિકૃષ્ણાય નમોનમઃ

દોહા.

કર જોડિ કરૂં વિનતિ, કૃપા સિંધુ હરિક્રશ્ન,
દાસ તમારો જાણીને, મુજપર થાઓ પ્રસન્ન. ૧
મુજ ઉપર કૃપા કરો, હૃદય થાય પ્રકાશ;
ગુણ તમારા ગાવવા, અંતરે થાય હુલાશ. ૨
ધર્મધુરંધર ધર્મધર, અધર્મ કરન વિનાશ;
નિજ ઈચ્છાએ આવીયા, કાપવા માયાપાસ. ૩
કળિ મધ્યે કરૂણા કરી, પધાર્યા પ્રાણ આધાર;
અનંત જીવ ઉદ્ધારવા, દ્વિજ કુળ ધર્યો અવતાર. ૪
બ્રહ્મરૂપ કરવા ભક્તને, આપ્યું આત્યંતિક જ્ઞાન;
ધર્માનંદ કહે હરિ ક્રશ્નજી, આપો નિર્ભયદાન. ૫

ચોપાઈ.

પુર્ણ બ્રહ્મ પુરૂષોત્તમ જેહ, કહે સાધુની રીતિને તેહ;
મારા સાધુ બ્રહ્મરૂપ હોય, કોઇ રીત્યનુ લાંછન ન હોય. ૬
હવે કહું તે સાધુની રીત્ય, ત્યાગી હોય તે ત્રીગુણાતીત;
ત્યાગી શબ્દનો અર્થ વિચારી, દેખે કાયા આત્મથકી ન્યારી. ૭

ત્યાગ રાખે તે ત્યાગી કહેવાય, પંચ વિષયમાં ન લેવાય;
રાખે અખંડ હરિકૃષ્ણમાં પ્રિતી, જાય મેલી જગતને છતી. ૮
અક્ષરબ્રહ્મ માને નિજરૂપ, દેખે જગતને અતી દુઃખરૂપ;
પંચ વિષયમાં છે ઘણાં દુઃખ, તેમાં સાધુ માને કેમ સુખ ૯
માહાકારણ માયા છે જેહ, સ્થુળ સુક્ષમ કારણ દેહ;
પંચ વિષયનો અનાદિ પાસ, તેમાં ઉગરવાની નહી આશ. ૧૦
પંચ વિષયમાં દુઃખ પામે સહુ, દેવ બ્રહ્માદિક મોટા બહુ;
પંચ વિષય અનાદિ છે શત્રુ, તેને સાધુ ગણે કેમ મિત્રુ. ૧૧
શત્રુનો તે કરે જેહ સંગ, કરે તેના અંગનો તે ભંગ;
માટે પંચ શત્રુને તે મારો, હરિકૃષ્ણ પ્રગટ ઉર ધારો. ૧૨
પાંચ ચોર નીચ અતી પાપી, તેનાં મુળ નાંખો તમે કાપી
પાંચ શત્રુ મારે થાયે સુખ, ટળે જન્મમરણનાં દુઃખ. ૧૩
કામ લોભ સ્વાદ સ્નેહ માન; તે ભુલાડે આત્માનું ભાન;
હવે કહું તે કામની વાત, જેના અંતરમાં ઉંડી ઘાત. ૧૪
કૃતઘ્નીને લાજ ન આવે, વિશ્વાસ કરે તેને દુષ્ટ ખાવે;
કરી બ્રહ્માની તેણે ઘાત, ગણે નહિ કોઇને કુજાત. ૧૫
નાવે નિર્લજને કેદિ લાજ, એણે કીધાં અનંતનાં અકાજ,
બ્રહ્માની તે મતિ હરી લિધી, નિજ સુતા કેડે ડોટ દીધી. ૧૬
કામે શિવજીને કીધી ઘાત, દેખી મોહની વિર્ય થયું પાત;
કામે નારદનું તપ ખોયું, જોઇ કુંવરિ તેમાં મન મોહ્યું. ૧૭
માગ્યું રૂપ હરિવરે દીધું, વાલે મર્કટનું મુખ કીધું;
કામે સુભરિનું વ્રત કર્યું ભંગ, જોઇ માછલીમાછલાનો સંગ ૧૮

કામે ચ્યવનને કર્યો ક્ષુર, દેખી શાય સુતા થયો આતુર;
આત્માનું જ્ઞાન નવ્ય રહ્યું, સાઠયહુજારનું તપ ગયું. ૧૯
કામે ઇંદ્રના કર્યાં સહસ્ર ભગ, અતી હિસે નકારૂ તે અંગ;
કામે ચંદ્રને ચોટ લગાડી, નાખ્યો દેવ ધર્મથકી પાડી. ૨૦
કામે રાવણને નાંખ્યો મારી, અનંત રોળી નાંખ્યા નરનારી
દેવ દૈત્યને નાખ્યા તે રોળી, મોટા મોટા ભુપ નાખ્યા ચોળી ૨૧
એવો દુષ્ટ નીચ કામ અતી, નાખે ભુલાડી સર્વેની મતી;
હરિકૃષ્ણ પ્રગટ મળે જ્યારે, કામ તરત જીતાય તે વારે. ૨૨
બીજો નથી તે બિના ઉપાય, હરિ વિના કરે કોણ સાય;
બીજા સર્વે માયાના છે દાસ, સૌને કામે નાખ્યો ગળેપાસ ૨૩
પાશમાં ન આવે હરીદાસ, જેના ઉરમાં હરિનો નિવાસ;
દેખે અતી અપવિત્ર નારી, જુવે અંગોઅંગે તે વિચારી. ૨૪
દેખે નખ શિખ નારીનું રૂપ, અતી નકારૂ નર્કનો કુપ;
હાડ માંસ નાડી ત્વચા લોહી, તેમાં અતી નીચ રહે મોહી. ૨૫
વીર્ય મુત્ર પરસેવો ને લાળ, નારી નઠારી નર્કની ખાળ;
કફ ગળફા શલેખમ શેડા, ભુંડા નીકળે નાકમાંથી ગેડા. ૨૬
દેખો મુસ્તક ભેયે ભરેલ, ભુંડા મુવાળા કાળા બળેલ;
તેને દેખી નર થાય રાજી, જાણો નીચ નકારો તે પાજી. ૨૭
નર્ક કીડે કપાળ ભરેલ, માથે આળુ ચામડુ મઢેલ;
ભુંડા નેત્રમાં માંસના લોચા, ભુંડા દીસે છે નાકના કોચાં. ૨૮
મોઢામાં છે હાડકાનાં દાંત. તેને પાપી જુવે કરી ખાંત;
માંસના લોચાં ઉરમાં જોઈ, તેમાં નીચ પાપી રહે મોહી. ૨૯

એનું સર્વે અંગ નર્કે ભર્યું, એણે નર્કમાંથી દેહ ધર્યું,
એની ઉત્પત્તી લીચોને જોઈ, પછે તેમાં રહો તમે મોહી. ૩૦
અતી ભુંડી નરકની કયારી, તેને જોઇને આવે ઓકારી;
અતી નકારિ ચર્મની કુંડી, તેમાં સર્વ વસ્તુ ભરી ભુંડી. ૩૧
ભુંડી વસ્તુમાંથી નારી થઇ, તેમાં લોભે તેની બુદ્ધિ ગઇ
સાધુ અષ્ટ પ્રકારે રાખે ત્યાગ, તેમાં લોભે તે શ્વાન ને કાગ. ૩૨
નારીના શબ્દ ન શાંભળે કાન, તેનો નજરે ન જુવે વાન;
એની મુખે કરે નહિ વાત, ચિંતવે તો નારી કરે ઘાત. ૩૩
સાધુ કરે નહિ ગુહ્ય ભાશ, જુવે નહિ નારીનું તે હાશ;
નારી સામી દૃષ્ટિ નવ્ય કરે, દુઃખરૂપ જાણી પરહરે. ૩૪
સાધુ સાંભળે નહિ નારીનુ ગાન, જાણે શબ્દ તે વિષ સમાન;
કથા ન કરે નારી પાસે સંત, મર હોય ત્યાગી ગુણવંત. ૩૫
નારી સન્મુખ ન બેસે ત્યાગી, બેસે તેને પાપી જાણો રાગી;
સાંભળે નહિ નારીનો રંગરાગ, ત્યાગી સાંભળે તેના ફુટયાં ભાગ્ય,
ત્યાગી ન જુવે નારીનું ગુહ્ય અંગ,જુવે તેનું વૃત થાય ભંગ;
કરે ઉપવાસ તેનો નિરાહાર, લગાડે નહિ તેની તે વાર. ૩૭
નારી નહાતી હોય જ્યાં નીરે, ત્યાગીને ન જાવું ત્યાં તીરે;
જે સ્થાનકે નારી આવેજાય, શાચાદિક ત્યાં નવ જાય. ૩૮
જે જગ્યામાં સ્ત્રી નિત્ય બેસે, ત્યાગી કેદિ ત્યા નવ પેસે,
જ્યાં ત્યાગીનો હોય નિવાસ, કેદી આવે નહિ નારી પાસ. ૩૯
ત્યાગી ન અડે નારીને અંગ, કેદી ચાલે નહી નારીને સંગ;
તજે નાગણી વાઘણી સમ જાણી,નારી પુરૂષના લે પ્રાણ તાંણી.૪૦

મારે નાગણી વાઘણી એકવાર, નારી મારે તે વાર અપાર;
વાઘણી મારી ને તન ખાય, નારી મારે તે યમપુરી જાય. ૪૧
અગ્નિ તરવાર અતીશે સારી, તેથી નારી અતીશે નઠારી;
ઝેર કુપ અતીશે ઉંડો, તેથી નારીનો સંગ અતી ભુંડો. ૪૨
જાય જમપુરી વારંવાર, ખાય જમના માર અપાર;
અતીશે દુઃખ પામે તે અંગે, તેતો સર્વે નારીને સંગે. ૪૩
જે જે જન્મમરણનાં દુઃખ, સહે નારીને સંગે વિમુખ;
લખ ચોરાસીના દુઃખ જેહ, ભોગવે નારીને સંગે તેહ. ૪૪
નારી સંગે સુખ મીથ્યા લેશ, તેની કેડે અનંત કલેશ;
જેવું શેર સુખડાનું સુખ, પછે સુલિએ ચડાવી આપે દુઃખ૪૫
એવું નારીનું સુખ છે નાશ, પછે પડે તે કાળને પાસ;
નારીમાં દુઃખ રહ્યાં ઘણાં, લાગ આવે તો ન રાખે મણા. ૪૬
નારી મીઠું બોલી કરે વાત, તેતો પુરૂષનો કરવા ઘાત;
નારી ઝિણું ઝિણું બોલે જાણી, લેવા પુરૂષના પ્રાણ તાણી. ૪૭
મુળ માયાએ વિચાર્યું એમ, જીવ જાશે હાથમાંથી કેમ;
હવે એનો તે કરૂં ઉપાય, મનુષ્યદેહ તે કલ્યાણ થાય. ૪૮
તેહ વીના કલ્યાણ નવ થાય, જીવ ચોરાસીમાં ગોથાં ખાય;
એને આવશે મનુષ્ય અવતાર, ત્યારે થઇશ હું એની નાર. ૪૯
છોકરા છોકરીયું કરીશ ઘણાં, દુઃખ દેવામાં નહી રાખુ મણા;
સગાં કુટુંબીનો રચી પાસ, કરી રાખીશ તે મારો દાસ. ૫૦
બીજા આપીશ કોટિ કલેશ, હરિ ભજવા નહિ દેઉ લેશ;
એવો છે ભુંડો માયાનો આસ, થાવાન દેવો હરિનો દાસ-૫૧

કારણ માયા અવિદ્યા છે જેહ, તેણે ધર્યો છે આનો દેહ;
જેમ નાગણી પોતાનાં ખાય, એથી ભાગે તે ઉગરી જાય. ૫૨
તેથી કોટિ ગણી શત્રુ નારી, ખાય રાક્ષણી જીવને મારી;
એથી છેટે રહે મોક્ષ થાય, એનો વિશ્વાસ કરે તેને ખાય. ૫૩
નિર્લજ નારીને નહિ લાજ, કરે આત્માનુ અતી અકાજ;
એને કાળરૂપી જાણી તજો, હરિક્રુશ્નક્રુશ્ન મુખે ભજો. ૫૪

જેને અંતરમાં નારીનો રાગ, તેને પાપી જાણી કરવો ત્યાગ;
જેને નારીના શબ્દમાં હેત, તેને જીવતો જાણવો પ્રેત. ૫૫
દેખી નારીને રાજી તે થાય, તેને જમ કાપી કાપી ખાય;
જેને મળ્યા હરિક્રુશ્નરાય, તેતો બ્રહ્મસ્વરૂપ કેવાય. ૫૬
અક્ષરબ્રહ્મ માને નિજ આપ, દેખે પ્રકૃતિનુ કાર્ય તે પાપ;
સતચિદઆનંદ નિજરૂપ, તેમાં દેખે પ્રભુનુ સ્વરૂપ. ૫૭

તેમાં સદાં રહે ગુલતાન, હરિક્રુશ્નનું હૃદયમાં ધ્યાન;
એવા સંતના ઉરમાં હરી, રહે છે પ્રગટ તે નિવાસ કરી. ૫૮
પરીબ્રહ્મ પ્રગટ હોય જ્યારે, એવા સંતના દર્શન થાય ત્યારે;
તેહ વીના નહી એવા સંત, કરે સાધન બીજા અનંત. ૫૯

પૂર્વછાયો.

હરીક્રુશ્નનુ ધ્યાન હ્રદે, તેનુ સુખ કહ્યું નવ જાય;
જપ તપ સાધન સર્વ મળી, નીમીપ તુલ્ય નવ થાય. ૬૦
આઠો પોહાર આનંદ એનો, મુખે ગાય મનોહર ગીત;
માયાકૃત મીથ્યા દેખે, સદા હરીક્રુશ્નમાં પ્રીત. ૬૧

ગદગદ કંઠે ગુણ ગાયે, હરીકૃષ્ણની લીલા જેહ;
માયા કોદી વ્યાપે નહી, જેને હરીકૃષ્ણમાં સ્નેહ. ૬૨
પોતાનું સ્વરૂપ જાણ્યું, તેથી પર જાણ્યા પરીબ્રહ્મ;
ધર્માનંદ કહે હરીકૃષ્ણના સંત, જાણે અલોકીક મર્મ. ૬૩

**ઇતિશ્રી હરિકૃષ્ણલિલા ચિંતામણી મધ્યે સાધુના ધર્મરૂપી ભાગવતધર્મમાં નિષ્કામવર્ત્તમાન વર્ણન કર્યું એ નામે પહેલું રત્ન સંપૂર્ણ ॥૧॥**

**શ્રીહરિ કૃષ્ણાય નમોનમ:**

**દોહા.**

બાયુ સહુને વિચારીને, ભજવા એક ભગવાન;
જુઠા સુખને પરહરિ, થાવું પ્રભુમાં ગુલતાન. ૧
સ્વપ્ના તુલ્ય સંસાર છે, જાણી લેવું જરૂર;
તેની વાસના મુકીને, પ્રભુને રાખવા ઉર. ૨
કામદિક દોશ તજી. ભજવા સુંદીર સ્યામ;
અનંત જન્મનાં પ્રાશ્ચિત મટે, પામીએ અક્ષર ધામ. ૩

**ચોપાઇ.**

હવે કહુ બાયુનો રીત, સમજી થાશો તે ત્રિગુણાતાત;
વૃત બ્રહ્મચર્ય છે અતી ભારી, તેને રાખજો આજ્ઞા છે મારી. ૪
સર્વે વ્રતનો છે શણગાર, આપે સુખ તે અપરંમપાર;
બ્રહ્મમાં જાવાની ગતિ થાય. જન્મ મરણનાં સંકટ જાય. ૫

જે જન પામ્યા હરિ ધામ, તેણે વ્રત રાખું નિષ્કામ;
વ્રત પાળવાની કહુ રીત, બાયુ સાંભલ જો કરી પ્રિત. ૬
જેમ સાધુને સ્ત્રીનો ત્યાગ, રાખે સંગ તેનાં ફુટયાં ભાગ્ય;
તેમ બાયુ પુરૂષને જાણે, નીજ આત્માનો શત્રુ પ્રમાણે. ૭
હાડ માંસનો પુરૂષનો દેહ, તેમાં બાયુ ન રાખે સ્નેહ;
દેહ પુરૂષના છે દુઃખરૂપ, નખશિખ છે નર્કનો કુપ. ૮
બાયુને મુકવી તેની આશ; આત્મારૂપે ભજવા અવિનાશ;
આત્મા વિષયથી સુખી ન થાય, તેમાં મનુષ્ય જન્મ વૃથા જાય. ૯
અતી ભુંડી ભુંડી વસ્તુ જેહ, તેનો બન્યો છે પુરૂષનો દેહ;
માટે બાયુને વિચારીને જોવું, વૃથા આયુષ તેમાં નવ ખોવું. ૧૦
અતી કૃપા કરી ભગવાન, મનુષ્ય દેહ આપ્યો ગુણવાન;
મનુષ્ય દેહે તે મોક્ષ થાય, જન્મ મરણથી જીવ મુકાય. ૧૧
માટે ભજવા એક ભગવાન, મુકી પુરૂષના વિષયનું તાન;
મીરાંબાઇ દેવહુતિ સતિ, પ્રભુ ભજી પામ્યા ઉત્તમ ગતી. ૧૨
બીજા ભક્ત બાયુતે અનંત, તજી પુરૂષ ભજ્યા ભગવંત;
આજ આવ્યું છે સર્વેને ટાણું, મનુષ્ય દેહ ન મળે ખરચે નાણું. ૧૩
અનાદિનો આત્મા તે કહેવાય, વિષય ભોગવે સુખી ન થાય;
આત્માએ સ્ત્રીના દેહ ધરી, અનંત પુરૂષ ભોગવ્યા ઘણી કરી. ૧૪
વળી પુરૂષના અવતાર લઇ, અનંત સ્ત્રીયું ભોગવી સહી;
જુઠા સુખની તે રાખી આસી, થાયે સ્ત્રી પુરૂષની દાસી. ૧૫
રાત દહાડો ઓશીયાળા રહેવું, કઠણ વચન કહે તે સહેવું;
લગારેક પડે ફેરફાર, ત્યારે પુરૂષ આપે તર્ત માર. ૧૬

વળી થાય છોકરાં તે ઘણાં, તેના દુઃખમાં નહિ કાંઇ મણા;
પામર પશુની રીતે રહેવાય, વૃથા મનુષ્યનો દેહ જાય. ૧૭
સ્થુલ સુક્ષ્મ કારણ ત્રણ દેહ, આત્મા જુદો તેથી જાણો તેહ;
આત્મા સ્ત્રી પુરૂષ ન કહેવાય, સ્ત્રી પુરૂષ દેહ ગણાય. ૧૮
પંચ ભુતનો બન્યો વિકાર, તેનાં થયાં છે નર ને નાર;
અછેદ અભેદ આત્મા અવિનાશી, તેને દેહરૂપી બની ફાંસી. ૧૯
દેહ ભુલાવે આત્માનુ ભાન, કરે દેહરૂપ તે નિદાન;
માટે વિષયની મુકવી આશ, જાણે કાળ માયાનો તે પાશ. ૨૦
એક ભજભા હરિ કૃશ્ન શાંમ, એથી પામીએ અક્ષર ધાંમ;
હવે બીજા પુરૂષ ન કરવા, સર્વે દુખીયા જાણી પરહરવા. ૨૧
એક પ્રભુ ચરણે ચિત ધરીએ, એથી ભવસાગર ઉતરીયે;
જે જે પુરૂષ મરે ને અવતરે, તેને વરે શું કારજ સરે. ૨૨
મુકી પુરૂષોત્તમ નિજ પતિ, પાપી જીવમાં બાંધે જે રતિ;
એવી સ્ત્રીને તે ધિઃકાર, ખાયે જમના દુતના માર. ૨૩
મેલી પ્રભુના સ્વરૂપનુ ધ્યાન, સ્ત્રી પુરૂષના જુવે છે વાન;
એવી સ્ત્રીયોને ધીઃકાર, જન્મ ધરશે તે વારંવાર. ૨૪
મુકી પ્રભુનુ મુખથી નામ, બીજા પુરૂષ સંભારે છે વામ;
એવી સ્ત્રીયોને ધીઃકાર, મનુષ્ય દેહને કરે ખુવાર. ૨૫
મેલી હરી હરી જનની સેવા, વિષય સુખના રાખે છે હેવા;
એવી નારીને ધિક્કાર, ધરશે ભુંડા ભુંડા અવતાર. ૨૬
મુકી હરી હરી જનનુ સ્વરૂપ, બીજા પુરૂષનાં જુવે છે રૂપ;
એવી નારીને તે ધિઃકાર, પાપનાં માથે ભરે છે ભાર. ૨૭

મેલી પ્રભુના ભજનનો રસ, થઈ રહે છે પુરૂષને વશ;
એવી સ્ત્રીયોને ધિક્કાર, જાણો નીચ પાપી હગાદાર. ૨૮
પુરૂષના વિષય છે ઝેર, તેથી રાખતી નથી જેવેર;
એવી ગાફલને ધિઃકાર, પુરૂષ સાથે રાખે છે જે પ્યાર. ૨૯
માથે જન્મમરણનાં દુઃખ, તેને જુવે નહિ તે વિમુખ;
એવી સ્ત્રીયુને ધિક્કાર, મારી પુગાડશે જમદ્વાર. ૩૦
મેલી સત્પુરૂષનો સંગ, રાખે કામી પુરૂષનો રંગ;
એવી અભાગણીને ધિક્કાર, નથી સમજતી સારઅસાર. ૩૧
પિંડ બ્રહ્માંડનો ત્યાગ કરી, આત્મામાંહી રાખવા એક હરી;
સવરિ કુબજા આદિક નારી, હરિ ભજી પામી સુખ ભારી. ૩૨
બીજી વ્રજની વનિતા જેહ, તેણે રાખ્યો કૃષ્ણમાં સ્નેહ;
તે પણ પામી પ્રભુનું ધામ, તેનાં પુરાં થયાં સર્વે કામ. ૩૩
ગુણુકા અતીશે નીચ નઠારી, અતી ભુંડિ બુદ્ધિ વ્યભિચારી;
તેણે મુકી પુરૂષની આશ, પ્રભુએ રાખી પોતાની પાસ. ૩૪
એવા અધમ ઉધારણ મેલી, બીજા પુરૂષમાં લોભે તે ઘેલી;
વિધવા બાયુને કરવો વિચાર, એક હરિનો રાખવો આધાર. ૩૫
પ્રભુએ અતીશે કૃપા કીધી, પંચ વિષયથી તાણી લીધી;
હવે વરવા વર અવિનાશી, સર્વોપરી પ્રભુ સુખરાશી. ૩૬
આત્માના સ્વામી એક છે હરી, તેને ભજવા હવે નિશ્ચેકરી
મુકી પુરૂષ માત્રની તે આશ, થાવું પ્રભુ ચરણની દાસ. ૩૭
પુરૂષની કીર્તિ ન સાંભળવી કાન, એનો નજરે ન જોવો વાન;
પુરૂષને અડવું નહી ક્યારે અંગે, ચાલવું નહી પુરૂષને સંગે. ૩૮

નજરે જોવું નહિ પુરૂષનુ રૂપ, જાણી ઝેર હળાહળ કુપ;
એની મુખે કરવી નહિ વાત, પુરૂષ કરે તે આત્માનો ઘાત. ૩૯
સર્વ પ્રકારે પુરૂષને તજવા, એક હરિકૃષ્ણજીને ભજવા;
જેથી ટળે ચોરાસીનાં દુઃખ, આપે અવિનાશી આત્માને સુખ.૪૦
માટે નિશ્ચે અંતરમાં કરવું, એક હરિકૃષ્ણવર વરવું;
વિધવા બાઇયોને અષ્ટ પ્રકાર, તજવો પુરૂષમાત્રનો વહેવાર. ૪૧
સધવા સ્ત્રીને સ્વામી એક, બીજા ભાઇબાપના વિવેક;
બીજા પુરૂષ સામું નવ જોવું, ચિત્ત એક હરિકૃષ્ણમાં પ્રોવું. ૪૨
જે જે સમજુ હોય સધવા નાર, તેતો રાખે પ્રભુનો આધાર;
એમ સમજીને વરતશે જેહ, તેને થાશે પ્રભુમાં સ્નેહ. ૪૩
પ્રભુ પ્રસન્ન થઇ સુખ ખાસ, તેનાં કરશે તે પુરણ કાંમ;
હરિ રાખશે પોતાની પાસ, જાણી નિજ પોતાની તે દાસ. ૪૪
એવું બ્રહ્મચર્યવ્રત છે મોટું, તેહ વીના સાધન સર્વે ખોટું;
રાખી બ્રહ્મચર્ય કરે જે કામ. તેની પુરી કરે પ્રભુ હામ. ૪૫

## પૂર્વછાયો.

જેજે વૃત બ્રહ્મચર્ય પાળે, તેનો લાભ કહ્યો નવ જાય;
અનંત જન્મનાં પ્રાશ્ચિત નાસે, જીવ બ્રહ્મરૂપ થાય. ૪૬
માટે સર્વે વ્રતમાં મોટું વ્રત છે, બ્રહ્મચર્ય લીયો જોઇ;
જપ તપ તીર્થ દાન પુન્ય, બ્રહ્મચર્ય સમ નહિ કોઇ ૪૭
ધન્ય ધન્ય બ્રહ્મચર્ય રાખે, તેના દેવ બ્રહ્મા ગુણ ગાય;
પ્રભુ અતી પ્રસન્ન થાયે, એનો મહિમા કહ્યો નવ જાય. ૪૮

બ્રહ્મચર્ય પાળે તેને કારણે, પ્રભુ ધરે છે અવતાર;
નિષ્કામી ભક્તને વશ થઇ, સુખ આપે છે અપાર. ૪૯

આપ સમ પ્રભુ ભક્તને કરે, એના દરશનથી દુઃખ જાય;
અનંત જીવનો ઉદ્ધાર કરવો, એવા ભક્ત થકી થાય. ૫૦

પ્રભુ એના ઉરમાં રહે, કરી અખંડ નિવાસ;
એવા ભક્તને અંતરમાં, પ્રભુ વીના બીજી નહિ આશ. ૫૧

માટે બ્રહ્મચર્યવ્રત દ્દઢ રાખીને, નિત્ય કરવો સતસંગ;
ધર્માનંદ કહે રાખવો, ઉરમાં હરિકૃષ્ણનો રંગ. ૫૨

**ઇતિશ્રી હરિકૃષ્ણ મહારાજની લીલાચિંતામણી મધ્યે ભાગવત ધર્મમાં બાચુનિષ્કામ બ્રહ્મચર્ય વ્રતનુ જ્ઞાન આપ્યું એ નામે બીજું રત્નસંપૂર્ણ ॥૨॥**

## શ્રીહરિ કૃષ્ણાય નમોનમઃ

### દોહા.

લોભ પાપનુ મુળ છે, તેને જાણે વિવેકી સંત;
દ્રવ્યમાં જે પ્રીતિ કરે, તે પામે દુઃખ અનંત. ૧

સંત લોભે હરિ સ્વરૂપમાં, જાણી સર્વે સુખના ધામ;
માયાકૃતિ મિથ્યા દેખે, થયા છે પુરણ કામ. ૨

બ્રહ્મરૂપે રહે મહામુનિ, તેનું લોભે નહી કાંઇ મન;
પિંડ બ્રહ્માંડ મિથ્યા દેખે, પ્રભુમાં રહે મગન. ૩

## ચોપાઈ.

જેને પ્રગટ મળ્યા ભગવન, તેના દુર્લભ છે દરશન;
એવા સંત સદા સુખરૂપ, જેના ઉરમાં હરીકૃષ્ન સ્વરૂપ. ૪
હરી વીના બીજે નહિ પ્રીત, વરતે સદાય ત્રિગુણાતીત;
ઓળખ્યા પ્રગટ જેણે ભગવન, તેનું લોભે નહી કાંઇ મન. ૫
જેને મળ્યું હરી ધન મોટું, માયાકૃત ભાસ્યું સર્વે ખોટું;
જડ વસ્તુમાં સુખ ન માને, જેને પ્રગટ પ્રભુ આવ્યા પાને. ૬
જેને જડ વસ્તુમાં છે પ્રીતિ, કેમ જાણે તે પ્રભુની રીતિ;
જેને ધન્ય મલ્યું અવિનાશી, પુરૂષોતમ અક્ષરના વાશી. ૭
તે કેમ મોહ પામે મીથ્યા માંહી, હરી વીના ન લોભાયે કાંઈ
દેખે દ્રવ્યમાં કોટિક પાપ, અનંત કલેશ શોક સંતાપ. ૮
લોભે મોટા મોટા નાંખ્યા મારી, લોભ અતી અધર્મી છે ભારી;
જેનેલોભે નાંખ્યો ગળે પાસ, તેને નહી ઉગરવાની આસ. ૯
લોભ દૈત અહંકારી છે અતી, દેવ બ્રહ્માની ફેરવે મતી;
મોટા ઋષીને નાખ્યા તે રોળી, અનંત નૃપતિને નાંખ્યા ચોળી
લોભે કૌરવને નાંખ્યા કાપી, મહા દુષ્ટ ભુંડી મતિ આપી;
સહસ્ત્રાર્જુનના કાપ્યા હાથ, હતો રાજા પણ કર્યો અનાથ.૧૧
કાઢયો ઘાણ ને પડાવી ચીસ, કરી નક્ષત્રી વાર એકવીસ;
લોભે અક્રુરની મતિ ખોઇ, દિઠી મણી તેમાં રહ્યો મોહી. ૧૨
માર્યો સત્યભામાનો તે તાત, મણી સારૂ કરી મોટી ઘાત;
લીધો મણી ને ગયો છે નાશી, ભક્ત હતો પણ રહ્યો કાશી.૧૩

લોભે વસિષ્ટની બુદ્ધિ હરી, રાજા નિમી સું દ્વેષતા કરી;
પંડિત પુરાણિ અતી ચતુર, લોભે મારી કર્યા ચકચુર. ૧૪
જોગી જતી તપસ્વી સન્યાસી, લોભે નાંખી સૌને ગળે ફાંસી;
લોભ પાપી દુષ્ટ અતી ભારી, અતી નીચ અસુર અહંકારી.૧૫
જેના ઉરમાં કરે લોભ વાસ, કરે ધર્મ વૈરાગ્યનો નાશ;
જપ તપ વૃતાદિક જેહ, લોભ કરે સર્વેનો તે ખેહ. ૧૬
શીલ સંતોષ દયા તે જાય, જ્યાં લોભનો પ્રવેશ થાય;
બીજા અનંત શુભગુણ કહાવે, લોભ સર્વેને દુર નસાવે. ૧૭
જ્યાં હોય લોભનો નિવાસ, ત્યાં મોક્ષની તજની આશ;
જેજે અનીતી જગ્તમાં થાય, તેતો સર્વે લોભથી કહેવાય. ૧૮
લોભે પુત્ર પિતાનો કરે ઘાત, લોભે મારે સુતને તે માત;
લોભે ભગ્નિ ભ્રાતને તે મારે, લોભે તાત સુતને સંહારે. ૧૯
લોભ કરે બુદ્ધિનો તે નાશ, કરે ગુરૂનો નાશ નિજ દાસ;
એવો લોભ તે દહીત કુજાત, કરે સાધુબ્રાહ્મની ઘાત. ૨૦
લોભી દયા ન આણે છે લેશ, કરે ધાર્મિક સાથે તે દ્વેષ;
લોભ અસુર નીચ અહંકારી, માહા પાપી અતીશે અપારી.૨૧
લોભે નારી પતિનો કરે ઘાત, પતિ કરે નારીનો તે પાત;
અતી પ્રિય સુતા હોય જેહ, લોભ નીચ ઘર વેચે તેહ. ૨૨
લોભના દોષ કહ્યા ન જાય, લોભે પ્રભુસુ વૈર કરાય;
લોભે સાધુનો તે કરે ઘાત, જેથી થાય આત્માનો પાત. ૨૩
લોભ મિત્રશું વૈર કરાવે, લોભ શત્રુસું પ્રીત જોડાવે;
લોભે સ્રી વેચે ધન લેતે, અતી ભુંડુ કરે દ્રવ્ય દેતે. ૨૪

માતા સુતને વેચીને ખાય, માહા પાપ લોભ થકી થાય;
લોભે મોક્ષનો મારગ મુકે, લોભે શાસ્ત્રધર્મથકી ચુકે. ૨૫
કથા પુજા કલ્યાણકારી જેહ, આપે મોક્ષ તે જીવને એહ;
બીજા અનંત ગુણ અપાર, લોભ સર્વેને કરે અસાર. ૨૬
લોભે હરિજન સું ઘાત થાયે, લોભે દુષ્ટનો પક્ષ રખાયે;
ભિષ્મપિતા ભક્ત મોટા ભારી, જ્ઞાનમાંહિ દ્દષ્ઠિ પુગે સારી.૨૭
લોભે અસુરનો પક્ષ લીધો, તેથી કૃષ્ન સાથે યુદ્ધ કીધો;
નાંખ્યાં બાણ શરીર નાંખ્યું વિંધિ, લોભે અતી મલિન મતિકીધી.
કર્ણ કુંતાનો પુત્ર કહાવે, પુન્યવાન શાસ્ત્ર તેને ગાવે;
ભ્રાત ભગવાનશુ વૈર કીધો, લોભે અસુરનો પક્ષ લીધો. ૨૯
બળદેવ કૃષ્નના બંધુ જેહ, વળી મોટા કહાવે તેહ;
માર્યો યાદવને મણીનોતી, લોભે શ્રીકૃષ્નમાં ચોરી ગોતી. ૩૦
તેણે કૃષ્નના દોષ આવી ગયા, લોભે સાઠય વરસ નોખા રહ્યા;
લોભ દુષ્ટ દગાબાજ કહાવે, મોટા મોટાને નાચ નચાવે. ૩૧
રાજા દશરથની કૈકઇ નારી, તેને રામમાં હતો પ્રેમ ભારી;
લોભે અતીશે ભુંડુ કીધું, રામચંદ્રને વનવાસ દીધું. ૩૨
રહ્યાં લોભમાં પાપ અપાર. ભુંડુ થાય તેમાં રાખે પ્યાર;
માટે જાણી લેવું તેનું રૂપ, લોભ પાપનું બન્યું સ્વરૂપ. ૩૩
લોભ કરાવે ચોરી ને ચાડી, લોભે થાય લુચાઇને લબાડી;
લોભ નીચની સેવા કરાવે, લોભ જુઠી તે શાખ્ય ભરાવે. ૩૪
લોભ કરાવે કસાઇ કામ, લોભે આપે બીજાને તે દામ;
લોભે ઉત્તમ મનુષ્ય દારૂ પીયે, લોભે નીચનું અનજળ લીયે.૩૫

લોભે વિખ ખાઇ ઘાત કરે, લોભે માથુ પછાડીને મરે;
લોભે નિર્દોષમાં દોષ ધારે, પોતે મરીને બીજાને મારે. ૩૬
લોભી રંક સાધુને સંતાપે, લોભે ધર્મનાં મૂળ કાપે;
ભેખ બ્રાહ્મણુની જીવીકા તોડે, લોભે ધર્મની નીતિને છોડે. ૩૭
લોભે ગૌચર મારગ ખેડે, લોભ પશુ મારવાને તેડે;
લોભે સદાવ્રત ધર્મશાળા તોડે, લોભે અધર્મ મારગ જોડે. ૩૮
લોભે લોભી રહે મતવાડે, મોક્ષધર્મથી બીજાને પાડે;
લોભે પરોક્ષમાં રહે બાઝી, મળે પ્રગટ પ્રભુ બળે દાઝી. ૩૯
લોભે ધર્મની ઓથ્ય તે લીયે, અવળા ઉપદેશ બીજાને દીયે;
કરો ચોરી છીનાળી નહિ પાપ, આપો અમને તો મટે સંતાપ.૪૦
લોભે સમુદ્રમાં બુડીને મરે, લોભે અતી ભુંડા કર્મ કરે;
લોભે લડે મોટા મોટા રાય, અનંત જીવનો નાશ થાય. ૪૧
કોટિ નાશ પામે નર નારી, હિંસા થાયે અતીશે ભારી;
એવા લોભમાં પાપ અપાર, તેને કહેતાં આવે નહિ પાર. ૪૨
લોભે સર્પ થઇ જીવ ખાય, લોભે અતી ભુંડી ગતિ થાય;
લોભે પશુનો અવતાર આવે, લોભે જન્મ મરણ દુઃખ પાવે.૪૩
લોભી પામે નહિ કદી તૃપ્તિ, મર મળે ઇંદ્રની સંપત્તિ;
સ્વર્ગ મૃત્યુ ને પાતાળ માંહ્ય, ત્રણ લોકમાં લોભની લાહ્ય.૪૪
કાળે કર્યો તે મનમાં વિચાર, જીવ જાયે કેમ મારો હાર;
નાખું લોભરૂપી ગળે પાસ, વારંવાર જીવ પામે નાશ. ૪૫
લોભમાંહી તે જે જે લેવાય, એ તો સર્વે કાળના કહેવાય;
તેને ચાવી કાળ કરે ચુર, તેથી સાધુ રહે અતી દુર. ૪૬

સાધુ ન કરે ધાતુનો તે સંગ, રહે લોભથી સદા અસંગ;
જાણી પાપરૂપી દ્રવ્ય જેહ, તેનો સ્પર્શ ન કરે સાધુ તેહ. ૪૭

રાખે રખાવે નહી કેદી ધન, દેખી ગ્લાની પામે તે મન;
સાધુ ન કરે જગત વહેવાર, ન કરે દ્રવ્ય પામ્યાનો વિચાર ૪૮

જન્મ મરણનું કારણ જેહ, દ્રવ્ય પ્રગટ પ્રમાણ છે તેહ;
તેની સાધુ જાણે સર્વે રીત, દેખે દ્રવ્યને અતીશે અનિત્ય. ૪૯

જડ વસ્તુ છે દ્રવ્ય તે જેહ, તેમાં સાધુ કરે નહિ સ્નેહ;
સત્ ચિદ્ આનંદ નિજરૂપ, દેખે પ્રગટ પ્રમાણ સ્વરૂપ. ૫૦

સદા રહે માયાપરસ્થિતિ, રાખે અખંડ પ્રભુમાં પ્રીતિ;
મહા દ્રવ્ય મળ્યું જેને મોટું, માયાકૃત ભાસ્યું સર્વે ખોટું. ૫૧

મળ્યું અખંડ ધન અવિનાશી, પુરૂષોત્તમ અક્ષરના વાસી;
તેતો થયા છે પૂર્ણ કામ, પામ્યા પુરૂષોત્તમ સુખધામ. ૫૨

પૂર્વછાયો.

પુરૂષોત્તમ પ્રગટ મળ્યા, સર્વોપરી પરિબ્રહ્મ;
મહા મગન તેમાં રહે, જેણે જાણ્યો અલૌકીક મર્મ. ૫૩

આઠો પહોર આનંદમાં, રહે સદા મગ્ન મસ્તાન;
પ્રગટ હરિકૃષ્ણમાં રહે; સંત સદા ગુલતાન. ૫૪

સમદૃષ્ટિ સદાયે રહે, દુભે નહી કોઇ જંત;
એવા સાધુ તે અતી મોટા, જેણે વાલા કર્યા ભગવંત. ૫૫

ધર્માનંદ કહે મહામુની, કામ લોભ જીત્યા જેહ,
હવે કહુ સ્વાદ શત્રુને, સુગમ જીત્યાની રીત તેહ. ૫૬

**ઇતિશ્રી હરિકૃષ્ણમાહારાજની લીલા ચિંતામણી મધ્યે ભાગવતધર્મમાં નિર્લોભ વર્ત્તમાન નામે ત્રીજુ રત્ન સંપૂર્ણ ॥૩॥**

## શ્રીહરિ કૃષ્ણાય નમોનમઃ

### દોહા.

પ્રભુના રસનું પાન કરી, સંત થાય છે મગન;
તે કેમ ચાહે બીજો રસ, પરમ વિવેકી જન. ૧
સર્વોપરી સ્વાદ મળ્યો, પુરણ બ્રહ્મનો રસ;
તેમાં સંત આઠો પહોર, થયા છે રસબસ. ૨

### ચોપાઇ.

હવે કહું નિસ્વાદી સંત, જેને પ્રગટ મળ્યા ભગવંત;
જેને સ્વાદ મળ્યો સુખરૂપ, હરિકૃષ્ણનું સ્વરૂપ અનુપ. ૩
રહ્યા પ્રગટ હરિકૃષ્ણમાં મોહી, બીજો સ્વાદ ઇચ્છે નહિ કોઇ;
જેણે રસ માન્યો હરિ માંહી, તે કેમ લોભે બીજે રસ ક્યાંઇ ૪
મળ્યો રસ સર્વોપરી સાર, માયિક સુખ માન્યું તે અસાર;
પંચ ભૂતનો જેજે વિકાર, તેને સંત દેખે તે અસાર. ૫
સ્વાદ માંહી રહ્યાં બહુ દુઃખ, તેમાં સંત માને કેમ સુખ;
રસમાં લોભે નહી કોઇ રીતે, રસ રહીત જમે કરી પ્રીતે. ૬

રસમાંહી રહ્યાં પાપ અતી, મોટા મોટાની ફેરવે મતી;
એકલશ્રૃંગી ઋષિ મોટા જેહ; મહા ત્યાગી દયાનીધિ તેહ. ૭
રસના ઇન્દ્રિયે વશ કરી લીધો; યોગમાર્ગથી ભ્રષ્ટ કીધો;
મોટા મોટા રાજા અતી ભારી, પુન્યવાન અતીશે અપારી. ૮
રસના ઈંદ્રિને વશ થઈ, કરે જીવની હિંસા તે જઈ;
અતી શુદ્ધ પવિત્ર તે જેહ, ઉત્તમ કુળવાન બ્રાહ્મણ તેહ. ૯
પશુ હિંસા કરી માંસ ખાય, રસના સ્વાદ થકી ભ્રષ્ટ થાય;
અતી ભુંડી ભુંડી વસ્તુ જેહ, શાસ્ત્રમાંહી નિષેદ્ધ છે તેહ. ૧૦
રસના સ્વાદે એકાંતે તે ખાય, તેણે કરી મહા પાપી થાય;
જેજે રસનાને વશ થાય, તેતો વિષ્ટાના કીડા કહેવાય. ૧૧
રસના સ્વાદે તાડી દારૂ પીયે, માત ભગિનીને ગાળો તે દીયે;
રસના સ્વાદે ભુંડા કેફ કરે, ગાંડા થઇને નગ્ન તે ફરે. ૧૨
દેવી યજ્ઞાદિકનો મીશ લઇ, કરે જીવની હિંસા તે જઈ;
એવા પાપી જગતમાં થાય, તેતો સર્વે રસથી કહેવાય. ૧૩
મોટા મોટા જે જ્ઞાની કહાવે, જ્ઞાનની ઓથ્ય લેઇ રસ ખાવે;
કહે જ્ઞાની નેન કરે બંધ, એવા પાપીને જાણવા અંધ. ૧૪
બંધન ન કરે એક હરિને; બીજા ઉગરે જો ચાલે ડરીને;
એ છે સર્વે શાસ્ત્રનો તે સાર, એમ વર્તે તે જ્ઞાની અપાર. ૧૫
તેહ વીના જેજે જ્ઞાની કહાવે, રસનાને વશ રસ ખાવે;
તેને ધર્મ ઘાતકી જાણો, અતી નીચ પાપી પરમાણો. ૧૬
અતી પાપી અધર્મી છે જેહ, લીયે ધર્મની ઓથ્ય તેહ,
જડે નહિ જગતમાં ખાવા, પછી થાય અધર્મી તે બાવા. ૧૭

ઉદર ભરવાસારૂ લીયે વેશ, હૃદયે જ્ઞાન નહિ લવલેશ;
એવા અજ્ઞાની ગુરૂ છે જેહ, જેને મલે તેનો કરે ખેહ. ૧૮
મોટા જ્ઞાની પંડિત કહાવે, વિશ્વમાંહી મોટા થઇ પુજાવે;
જાણે સર્વે શાસ્ત્ર ચતુર્વેદ, રસ વશ્ય કરે પંક્તિ ભેદ. ૧૯
પંક્તિભેદમાં દોષ છે અતી, કરે ભેદ તેની ફરે મતી;
માંસ સુરાપાન વળી ખાય, એવો પંક્તિનો ભેદ કહેવાય. ૨૦
દેવી પૂજાનું લીયે તે નામ, મારે જીવ કરે ભુંડા કામ;
પાપી રસનાને વશ થઇ, લીયે ધર્મની ઓથ્ય તે જઇ. ૨૧
ગુરૂ જ્ઞાની મોટા કહાવે જેહ, રસને વશ શિષ્ય કરે તેહ;
શિષ્ય કહે તેમ ગુરૂ કરે, શિષ્ય થકી ગુરૂ અતી ડરે. ૨૨
રસના સ્વાદ સારૂ ચોરી કરે, રસના સ્વાદે અઘોરી તે ફરે;
મારે જીવ પાપી કરે ઘાત, એવા દુષ્ટને જાણો કુજાત. ૨૩
થાય સાધુ ઝાઝી નાખી માળ, છાંની રાખે જોળીમાં જાળ;
જીવ મારી માંસાદિક ખાય, એવા રસથી અનંત પાપ થાય. ૨૪
જુના મતની તે લીયે ઓટ, પાપી મોટાને આપે તે ખોટ;
ઉંચ નીચ ભેગા થઇ ખાય, રસના સ્વાદ થકી ભ્રષ્ટ થાય. ૨૫
સત્યપુરૂષનો એક સિદ્ધાંત, પંચ વિષય મુકાવ્યાની વાત;
બીજા અસતગુરૂ પાપી જેહ, રસ થકી ભ્રષ્ટ થાય તેહ. ૨૬
રસ થકી ક્યાંનાં પાપ થાય, તેના દોષ કહ્યા નવ્ય જાય;
અતી નીચનાં કરે તે કર્મ, એવા પાપી હરામી ભ્રષ્ટ ધર્મ. ૨૭
સ્વાદથી કરે આત્માનો ઘાત, કરે સગાં કુટુંબીનો પાત;
માંહોમાંહી લડે કરે કલેશ, થાય સુત પિતાને તે દ્વેષ. ૨૮

રસના સ્વાદે ભુંડી મતિ થાય, માતપિતાથી છાનું ખવાય;
સ્વાદે સ્રી પતિને ન આપે, સ્વાદે સ્રીનું માથુ તે કાપે. ૨૯
સ્વાદે કરે સામસામા વેર, સ્વાદે આપે માંહોમાંહી ઝેર;
સ્વાદે આપે માંહોમાંહી ગાળ્યું, નાખે મિથ્યા બીજાપર આળ્યું.
સ્વાદે ચોરી કરી છાનુ ખાય, સ્વાદે ન ખપે તેનુ ખાય;
મોટા ગરીબને ડરાવી ખાય, સ્વાદે અતીશે અનીતિ થાય. ૩૧
સ્વાદે રસોયા ચોરીને ખાય; ગુરૂ ગોવિંદથી ભેદ થાય,
સ્વાદે ખાય બહુ પેટ ભરી, ફુલે પેટ તરત જાય મરી. ૩૨
થાય ધચરકો ઘણા રોગ, સ્વાદે મલે શરીરના ભોગ;
સ્વાદે ક્ષયરોગ ને પિત થાય, કુષ્ટાદિક તે વ્યાધિ જણાય. ૩૩
સ્વાદે પીયે માયા ને મદીરા, તેથી બુદ્ધિ ન રહે સ્થીરા;
સ્વાદે પલાંડુલસુનખાય, ભુંડી દુરગંધ દુરથી ગંધાય. ૩૪
સ્વાદે કસુંબો કાઢી કેફ કરે, મળે નહિ તો પગ ઘસી મરે;
પાડે ચીસો વોયવોય કરી, આપો અફીણ જાઉંછું હું મરી. ૩૫
સ્વાદે ઠાકોરજીનું નામ લઇ, માગે ઘી સાકર દુધ દહીં;
ઠાકોરને ધર્યા વિના ખાય, સ્વાદે કરી ભ્રષ્ટ બુદ્ધિ થાય. ૩૬
સ્વાદ સારૂ માંદો જાણી થાય, દંભે કરી સારૂસારૂ ખાય;
બોલે ખોટું નવ્ય ભાવે કાંઇ, એવાં કપટ ઘણાં સ્વાદ માંહી. ૩૭
સ્વાદ સારૂ ભુંસે ઘણી ખાખ, આપો ઘીસાકર નહીતો કરૂ રાખ;
ન આપે તો માથું ફોડી લીયે, સ્વાદે ભીક્ષુકને દુઃખ દીયે. ૩૮
તપસિ ત્યાગી સ્વાદ સારૂ લડે, દેવરૂષી દુખી સ્વાદ વડે;
જાણે વેદશાસ્રનો તે મર્મ, સ્વાદ સારૂ ચુકે નિજ ધર્મ. ૩૯

સર્વે પાપનું મુળ છે જેહ, જાણો રસા સ્વાદ છે તેહ;
બીજાં પાપ રહ્યાં તેને વાંસે, રસા સ્વાદ સર્વેને પ્રકાશે. ૪૦
પંચ વિષય ભુંડા પાપી ચોર, રસા સ્વાદ સર્વેની છે મોર;
આપે પંચ વિષય દુઃખ ભારી, રસના ઇંદ્રી સર્વેથી નઠારી. ૪૧
અવિદ્યા કારણ માયા છે જેહ, રસા સ્વાદરૂપી થઇ તેહ;
કરવા સર્વે વિશ્વનો તે નાશ, રસાસ્વાદરૂપી નાંખ્યો પાસ. ૪૨
સ્વાદના પાશમાં નાવે સાધુ, તેમાં લોભે તે છે પશુ બાધુ;
જડ વસ્તુમાં જે જે લોભાય, તેતો પામર પશુ કહેવાય. ૪૩
પામર પશુની એકજ રીત, પંચ વિષયમાં રાખે પ્રીત;
શિષ્નુ રસના ઇંદ્રિ વશ હોય પામર પશુ તુલ્ય જાણો સોય.૪૪
જેને પ્રગટ મળ્યા પરિબ્રહ્મ, જાણોક્ષર અક્ષરનો મર્મ;
નાશવંતમાં કેદી ન લોભે, બ્રહ્મરૂપ મહામુક્ત શોભે. ૪૫
જીભ્હા માંસનો લોચો કહેવાય, કોઇ કાળે ત્રપ્ત નવ થાય;
દવ્યાદિક સર્વે રસ ખાય, તોય જીભ્હાની ત્રશ્ના ન જાય. ૪૬
જીભ્હા ચીકણી ન થાય લગાર, રસ ખાય અતીશે અપાર;
સાધુ સાર અસારને જાણે, તેમાં સુખ દુઃખને પ્રમાણે. ૪૭
સારાં ભોજન સરસ કેવાય, પડયાં રહે તો તેમાં જંતુ થાય;
જોઇયે રસનું મુળ વિચારી, તેને ખાતાં તે આવે ઓકારી. ૪૮
ખારા ખાટાં તીખાં ગળ્યાં જેહ, અવિદ્યાનુ કારણ છે તેહ;
કરે બ્રહ્મચર્ય વ્રતનું ભંગ, તેનો સાધુ કરે કેમ સંગ. ૪૯
તળ્યાં તાવ્યાં હવેજીયાં કાવે, ખાતાંવેત મતિ ભરમાવે;
થાય અંતરમાં અપ્રકાશ, કરે જ્ઞાન વૈરાગ્યનો નાશ. ૫૦

સ્વાદ શત્રુ અનાદિનો જાણો, પ્રગટ રૂપ દેખાડું પ્રમાણો;
રસા સ્વાદે યમપુરી જાય, રસા સ્વાદે જન્મ મૃત્યુ થાય. ૫૧
રસા સ્વાદે ફરે ચારે ખાણ, પામે દુઃખને થાય હેરાન;
દુઃખ માત્રનુ મુળ છે જેહ, જીવ્હા ઇંદ્રિ જાણી લીયો તેહ. ૫૨
મૃત્યુ સમે વિષય નહિ કાંઇ, દહીં આપે તે રસના માંહી;
જન્મ ટાંણે રહે નહિ ભાંન, રસાના ઇંદ્રિનું રહે છે જ્ઞાન. ૫૩
નહી કામ લોભ સ્નેહ માન, એક રહે છે રસનાનું ભાંન;
આપે ગલસુતિ તરત તે ખાય, રસનાનુ જ્ઞાન નવ જાય. ૫૪
પશુપક્ષી બીજા જીણા જંત, રસના ઇંદ્રિ સઉને બળવંત;
પશુ જન્મીને ખાવાનું ખોળે, દુધ પીવા સારૂ સ્તન ચોળે. ૫૫
મુળ કારણ માયા છે જેહ, રસનાનો રાગ જાણો તેહ;
સ્થાવર જંગમ જંતુ જેહ, જાડપાડ રસનાં વશ તેહ. ૫૬
તેને ઓળખે માહા મુની સંત, તેમાં લોભે જાણો જગજંત,
સંત જાણે સર્વેનો વિવેક, સમજી વાલા રાખે હરિ એક. ૫૭
હરિ વીના નહિ બીજે પ્રીત, એહ અનાદિ સાધુની રીત;
જેણે ઓળખ્યા હરિ કૃષ્નરાય, તેતો બ્રહ્મ સ્વરૂપ કેવાય. ૫૮
કહુ દેહ નિરવાહની રીત, સાધુ ન રાખે દેહમાં પ્રીત;
જમે રસ રહિત તે અન્ન, રાખે અખંડ પ્રભુમાં મંન. ૫૯
પ્રાણ વાયુને આપે અહાર, સાધુ ન જમે વસ્તુ સાર;
દુધ દહીં ઘી ગોળ તે જેહ, સાકર આદિક ન જમે તેહ. ૬૦
પ્રભુ ભજવા સારૂ રાખે દેહ, આપે નીમ પ્રમાણે આહારતેહ;
વારે વારે સાધુ નવ ખાય, નીમ થકી ભ્રષ્ટ નવ થાય. ૬૧

શુદ્ધ અહાર કરે સાધુ જેહ, દેહ નિરવાહ પ્રમાણે તેહ;
સંગ્રહ કરે નહિ કેદિ સંત, દેખે પિંડ બ્રહ્માંડ નાસવંત. ૬૨
ભિક્ષાવૃતી કરી અન્ન લીયે, સાધુ દુઃખ કોઇને નવ દીયે;
ધર્મ જ્ઞાન વૈરાગ્યવાંન અતી, પ્રીત નહી તે દેહમાં રતિ. ૬૩
જેણે કર્યું દેહનું પ્રમાણ, રાખ વિષ્ટા કીડા નિરવાણ;
સદા રહે માયાપર સ્થિતિ, કરે નહિ તે દેહમાં પ્રિતી. ૬૪
જાણે પિંડ બ્રહ્માંડનું જ્ઞાન, નહિ વિષય ભોગવ્યાનું તાન;
જેને મળ્યા હરિ કૃષ્ણરાય, તેહ સદાય સુખીયા થાય. ૬૫

## પૂર્વછાયો.

સદાય સુખીયા સંત રહે, જેના ઉરમાં હરિનો નિવાસ;
આઠોપહોર આનંદ સદા, નહિ પંચ વિષયની આશ. ૬૬
પ્રાણ વાયુ જીત્યા જેણે, નહિ પિંડ બ્રહ્માંડમાં રાગ;
એવા સાધુ અતી મોટા, જેને મળે તેનાં મોટાં ભાગ્ય. ૬૭
રસનાએ હરિ નામ રટે, શ્રવણે શાંભળે હરિ જસ;
સર્વ ઇંદ્રીયુ નીમમાં, જેને ચારે અંતઃકરણ વશ. ૬૮
કામ લોભ સ્વાદ જીત્યા, રાખે અખંડ પ્રભુમાં પ્રિત;
ધર્માનંદ કે હવે કહું, સ્નેહ શત્રુ જીતવાની રીત. ૬૯

**ઇતિશ્રી હરિકૃષ્ણ મહારાજની લીલાચિંતામણી મધ્યે ભાગવત ધર્મમાં નિસ્વાદિવર્ત્તમાન નામે ચોથું રત્નસંપૂર્ણ ॥૪॥**

## શ્રીહરિ કૃષ્ણાય નમોનમઃ

### દોહા.

પ્રિત લગી પ્રભુ પ્રગટસું, તેને બીજે પ્રીત ન થાય;
વિરક્ત રહી સંસારથી, હરિ ક્રશ્ન ક્રશ્ન ગાય. ૧
એક નિમીષ દરશન કર્યું, તેનું સુખ કહ્યું નવ જાય;
આઠે પહોર ભેગા રહ્યા, તે તો બ્રહ્મસ્વરૂપ કહેવાય. ૨

### ચોપાઈ.

હવે કહું નિસ્નેહીની રીત, જેને પ્રગટ હરિક્રશ્નમાં પ્રીત;
સર્વે જગતને જોયું તપાસી. કરે ભક્તિ હરિની અવિનાશી. ૩
ભક્તિ કર્યાથી વૈરાગ્ય થાય, દુઃખરૂપ સંસાર જણાય;
શાંખ્યસાસ્ત્રનો કરે વિચાર, દેખે પિંડ બ્રહ્માંટ અસાર. ૪
શ્રુતિ સ્મૃતિનો અર્થ તપાસી. બ્રહ્મરૂપ થયા તે સન્યાસી;
ધર્મજ્ઞાન વૈરાગ્ય ભક્તિવાન, આપે સર્વને મોક્ષનું દાન. ૫
જ્ઞાનરૂપી ગ્રહી તરવાર, મારી શત્રુ કાઢયા સર્વ બહાર;
સ્નેહ ચોર અતીશે લબાડી, મહા દુષ્ટ ભુંડો છે કબાડી. ૬
વિશ્વાસ રાખે તેનો કરે નાશ, નાખે સ્નેહરૂપી ગલે પાસ;
અતી ઘાતકી નીચ લબાડ, ચૌદ લોકમાં પડાવી રાડ. ૭
પ્રિતિરૂપી નાખી મોહજાળ, યોગી જતી કર્યાં બેહાલ;
સિધ ચારણ ગાંધર્વ જેહ, ઋષિ દેવ સ્નેહ વશ તેહ. ૮

ઐલ પૂર્વાદી રાજા જેહ, સ્નેહે મારી ચોળી નાંખ્યા તેહ;
ઋષભ કુંવર ભરતરાય, તેને નામે તે ખંડ કહેવાય. ૯
ધર્મ જ્ઞાન વૈરાગ્યવંત, મુકયું રાજ્ય ભજવા ભગવંત;
સ્નેહે અતીશે વ્યાકુળ કીધા, તેણે કરી ત્રણ જન્મ લીધા. ૧૦
દુષ્ટ નીચ પાપી દગાદાર, કરે મોટા મોટાને પ્રહાર;
માહા માયાનો ભુંડો તે આશ, તેનો સ્નેહરૂપી બન્યો પાસ.૧૧
સ્નેહરૂપી પાસ સઉને ગળે, સ્નેહ વશ ચૌદે લોક બળે;
સ્નેહે સર્વેને ઝાલી લીધા રાજા રંક સઉને કેદ કીધા. ૧૨
દેવ બ્રહ્માદિક મોટા જેહ, સ્નેહે વશ નારીને છે તેહ;
સુરવીર વંકા મોટા રાય, રણસંગ્રામમાં નવ કાય. ૧૩
શત્રુ મારી કરે ચકચુર, સ્નેહ વશ નારીને હજુર;
પંડિત પુરાણી ચતુર સુજાણ, વાંચી સંભળાવે વેદ પુરાણ. ૧૪
સ્નેહે સ્ત્રીના તે ગુણ ગાય, સ્ત્રી વેચે ત્યાં વેચાય;
સ્નેહ થકી મુવા કેડે રોય; કરે હાય હાય વોય વોય. ૧૫
નારી સ્નેહે બળે પતિ સંગે, અતી દુઃખ પાંમે અંગોઅંગે;
સુત કેડે માતા બળી મરે, સ્નેહ વશ ચોરાશીમાં ફરે. ૧૬
સ્નેહ થકી પુરૂષ ગાંડો થાય, નારી કેડે રોતો રોતો જાય;
પડે અગ્નિમાં જઇને તેહ, સ્નેહે કરે તે દેહનો ખેહ. ૧૭
ચોરી કરી ધન્ય લઇ આવે, સ્ત્રી છોકરાંને ખવરાવે;
ખાય જમના માર તે આપ, એવાં ઘણાં છે સ્નેહમાં પાપ. ૧૮
દેશ પરદેશમાં જ્યાં જાય, પુરૂ પેટમાં અંન ન ખાય;
કરે કપટ ન રાખે મણા, માહા પાપ કરે અતી ઘણા. ૧૯

સ્નેહવશ સુતને ધન દીયે. પોતે જમપુરીનો મારગ લીયે;
સ્નેહમાંહી રહ્યાં ઘણાં દુઃખ, લવલેશ નથી માંહી સુખ. ૨૦
રાખે સ્ત્રી માંહી જે જે સ્નેહ, થાય યોનિમાંહી કીડો તેહ;
સારૂ ખાવામાં જે પ્રીતિ રાખે, દૈવ વિષ્ઠામાં કીડો નાંખે. ૨૧
દ્રવ્યમાંહી સ્નેહ જે કરે, તેહ સર્પનો દેહ તે ધરે;
માન સારૂ સ્નેહ કરે કોય, જમરાજાના માર ખાય સોય. ૨૨
સ્નેહ થકી ભુંડી ગતી થાય, સ્નેહે કરી નર્કમાં જાય;
સ્નેહે બલદનો અવતાર આવે, વણતોળ્યો તે ભાર તણાવે.૨૩
જ્યાં જ્યાં સ્નેહ રાખે જેહ, ત્યાં ત્યાં જન્મ ધરે તેહ;
એવો સ્નેહ અતી દુઃખકારી, કરે મતિ તે ભુંડી નઠારી. ૨૪
સ્નેહ દેહમાં પ્રીતિ જોડાવે, સ્નેહ આત્માનું જ્ઞાન તોડાવે;
સ્નેહ સાધુશું વૈર કરાવે; સ્નેહ દુષ્ટશું પ્રીતિ જોડાવે. ૨૫
યોગી ત્યાગીને હોય ઉદાસી, મહા વૈરાગ્યવાન વનવાસી;
તેને સ્નેહે નાંખી મોહ ફાંસી, બાંધી ઝાડ પશુમાંહી આસી. ૨૬
સ્નેહ ત્યાગ વૈરાગ ચુકાવે, સ્નેહ ધર્મ જ્ઞાન મુકાવે;
બીલાડાં વાંદરા પોપટ પાળે; સ્નેહ ચડાવે ભુંડે તે ચાળે. ૨૭
પ્રથમ કરે સંસારનો ત્યાગ, સ્નેહ બંધાવે મઠમાં રાગ;
વાવે ઝાડ તેમાં બાંપે પ્રિતી, પછે થાય ત્યાં તેની ગતી. ૨૮
હોય અંતરે અતી ઉદાશ, ગમે નહિ જગતનો પાસ;
વસે એકલો જઈને વન, કરે ભજન રહે મગન. ૨૯
સ્નેહ વનથી ઝાલીને લાવે, સ્નેહ શેહેર વચે તે વસાવે;
કરે સ્ત્રી રાખે નહી મણા, કરે છોરા છોરીયું તે ઘણાં. ૩૦

હોય ઇંદ્રિ અંતઃકરણ જીત, રાખે નહી તે કોઇમાં પ્રિત;
સ્નેહ વશ થઇને તેહ, તુંબી કાષ્ટપાત્ર રંગે એહ. ૩૧
સ્નેહ વૈરાગ્યના મુળ કાપે, સ્નેહે અવળી મતિ તે આપે;
સ્નેહ સાધુશુ વૈર કરાવે, સ્નેહ દુષ્ટશુ પ્રીત જોડાવે. ૩૨
હોય સુત શિષ્ય મહાપાપી, નાખે ધર્મના મુળને કાપી;
કરે અધર્મ અનીતિ ઘણી, અતી ભુંડી મતિ તે તણી. ૩૩
સ્નેહ થકી તેના દોષ ન આવે, એના ગુણ નિરંતર ગાવે
સ્નેહ હોય તેનો દોષ જેહ, ગુણરૂપે ભાસે વળી તેહ. ૩૪
હોય નકટી નઠારી નારી, અતી નીચ જાત વ્યભીચારી;
સ્નેહથકી થાય તેનો દાસ, રાત દીવસ રહે તેની પાસ. ૩૫
શિષ્ય સુત પિતાને ઝેર આપે, તરવાર લઇને માથુ કાપે
સ્નેહ થકી તેને દ્રવ્ય દીયે, તેનો અવગુણ લેશ ન લીયે. ૩૬
દોશ હોય અનંત અપાર, સ્નેહમાં દોષ નાવે લગાર;
એવો સ્નેહરૂપી અંધકાર, ઘોરતમઘાટો નિરધાર. ૩૭
સ્નેહે સર્વેને કીધા કેદ, તેનો મહામુની જાણે છે ભેદ;
સ્નેહને વશ સંતન થાય, જેને માથે હરિકૃષ્ણની સાહ્ય ૩૮
નથી હરિ વીના બીજો ઉપાય, એમ સર્વે શાસ્ત્ર સંત ગાયે;
બીજા કોટી ઉપાય કરે જેહ, સર્વે સ્નેહને વશ છે તેહ. ૩૯
સ્નેહ કરી ગર્ભમાં તે આવે, જઠરા અગ્નિની ઝાળે દઝાવે;
સ્થુળ સુક્ષમ કારણ જેહ, સ્નેહ થકી ધર્યા ત્રણ દેહ. ૪૦
પામે ત્રિવિધિ તાપ અપાર, જન્મ મરણના વારંવાર,
લીયો દુઃખનું મુળ તે જોઈ, સ્નેહ વીના બીજુ નથી કોઇ. ૪૧

સ્નેહનાં દુઃખ લીયે સાધુ જાણી, તજે અતીશે અભાવ આણી;
શત્રુ જાણી કરે નહી સંગ, જેને ચડયો હરિકૃષ્ણનો રંગ. ૪૨
જુઠા જગત શું સ્નેહ તજે, હરિકૃષ્ણ નિરંતર ભજે;
હરિકૃષ્ણ વીના સ્નેહ જેહ; તજે વિચારી તત્કાળ તેહ. ૪૩
ત્યાગી બીજે સ્નેહ રાખે કોઈ, તેને દુષ્ટ પાપી લીયો જોઈ;
હરિ વીના બીજે પ્રીતી જેને, માહા પાપી જાણી લેવો તેને.૪૪
ત્યાગી સબંધીમાં કરે હેત, એવા પાપીને જાણવા પ્રેત;
ત્યાગી કરે સબંધીનો સંગ, એવા દુષ્ટથી રહેવું અસંગ. ૪૫
ત્યાગી સબંધીમાં રહે મોહી, એવો દુષ્ટ બીજો નહિ કોઈ;
ઉલટી કરીને ખાયે જેહ, મનુષ્ય જાતી ન કહેવાય તેહ. ૪૬
ત્યાગ કરીને પાછો લોભાય, તેતો ત્યાગી કેદી ન કહેવાય;
એતો વરણાશ્રમમાંથી ટળ્યો, શ્વાન શુકરમાહી તે ભળ્યો. ૪૭
ત્યાગિ ન કરે સબંધમાં પ્રિત, દેખે દેહને પ્રથમ અનિત્ય;
અનાદિ કાળનો જીવ જેહ, વારંવાર દેહ ધરે તેહ. ૪૮
ક્ષણુક્ષણુમાં જન્મે ને મરે, લક્ષચોરાશીમાં દેહ ધરે;
જગતમાં જેટલા જીવ જેહ, તેને પેટ અનંત ધર્યા દેહ. ૪૯
અનંત પુરૂષના દેહ ધરી, સર્વે સ્ત્રીઓ પોતાની કરી;
જીવ અનંતવાર સ્ત્રી થઇ, સર્વે પુરૂષ ભોગવ્યા સહી. ૫૦
વિશ્વમાંહી જીવ કહાવે જેહ, સર્વે સગા જીવે કર્યા તેહ;
તેમાં અધીક ન્યુન્ય નહિ કોઇ. સમજી સ્નેહ કરવો સોઇ. ૫૧
આત્માને નહિ માતતાત, આત્માને કોણુ નાત જાત;
નાત જાત તે દેહને હોય; આત્મા તો અવિનાસી સોય. ૫૨

આત્માનું કીધું દેશ ગામ, આત્માને નહિ ધન્ય ધામ;
આત્મા તો અલેપ કહેવાયે, કોઇ કાળે લેપ નવ થાયે. ૫૩
અજર અમર સદા સુખરૂપ, અભેદ અમેદ અખંડ સ્વરૂપ;
એવા આત્મારૂપ સંત જેહ માઇક સુખ ઇચ્છે નહિ તેહ, ૫૪
મહીમા જાણે પ્રભુજીનો અતી, તેણે મોટી પામ્યા છે પ્રાપ્તી;
રાખે હૃદયમાં હરિનું રૂપ, તેણે જગત થયું દુઃખ રૂપ. ૫૫
મુખે રટે હરિનું તે જ્ઞાન, તેમાં સદા રહે ગુલતાન;
સર્વ વ્યાપક અક્ષર જેહ, નિજરૂપ માને સંત તેહ, ૫૬
એવા સંત છે સર્વ આધાર, એનો મહિમા તે અપરંપાર;
એવા સાધુ છે મોટા મહંત, હરિ ભજવા દેહ રાખે સંત. ૫૭
અન્ન વસ્ત્ર તે રક્ષક દેહ, નિર્વાહ કરવા રાખે તેહ,
અધીક સંગ્રહ કરે નહિ સંત, દેખે પિંડ બ્રહ્માંડ નાશવંત. ૫૮
પ્રકૃતિ પુરૂષનું કાર્ય છે જેહ, નાશવંત દુઃખરૂપ તેહ;
તેમાં સાધુ ન માને સુખ, પંચ વિષયમાં લોભે વિમુખ. ૫૯
વિષયમાંહી જે જે જન લોભે, તેતો શ્વાન શુકરમાં શોભે;
વિષયમાં ન લોભે ત્યાગી કહાવે; એમ સર્વ શાસ્ત્ર સંત ગાવે. ૬૦
થાય ઉરમાં હરિનો નિવાસ, ત્યારે તજાય વિષયની આશ;
જ્યારે મટે વિષયના સંતાપ, એજ પ્રગટ હરિનો પ્રતાપ. ૬૧
વિષયભોગવે રાગી અભાગી, તેને જાણવો નહિ કેદી ત્યાગી,
લીધો પેટ ભરવા સારૂ વેશ, નથી સત્યગુરૂનો ઉપદેશ. ૬૨
ગુરૂમુખી વિષયમાં ન લોભે; ધર્મ જ્ઞાન વૈરાગે શોભે;
એવા એકાંતિક સાધુ જેહ, જેણે બાંધ્યો હરિશું સ્નેહ. ૬૩

## પૂર્વછાયો

હરિકૃષ્ણ શું સ્નેહ બાંધ્યો, તજી પંચ વીષયની આશ;
એવા સાધુ અતી મોટા, હરિ રાખે પોતાની પાસ. ૬૪

એવા સંત દુર્લભ ઘણા, હોય પ્રગટ પ્રભુને સંગ;
તેહ વીના બીજે નહિ, પંચ વિષયથી અસંગ. ૬૫

એવા સાધુ જેને મળે, તેના ભાગ્યનો નહી પાર;
કાળ માયાનું બંધન કાપી, બ્રહ્મરૂપ કરે તે વાર. ૬૬

કામ લોભ સ્વાદ સ્નેહ, જીતી આનંદ પામ્યા સંત;
ધર્માનંદ કે માન જીતવાનો. ઉપાય કહું બળવંત. ૬૭

**ઇતિશ્રી હરિકૃષ્ણમાહારાજની લીલા ચિંતામણી મધ્યે ભાગવત ધર્મમાં નિરસ્નેહી વર્ત્તમાન નિરૂપણ નામે પાંચમું રત્ન સંપૂર્ણ ॥૫॥**

**શ્રીહરિ કૃષ્ણાય નમોનમઃ**

## દોહા.

પિંડ બ્રહ્માંડનો પ્રલય કરી, બ્રહ્મરૂપ થયા સંત;
તે કેમ લોભે માનમાં, જેને પ્રગટ મળ્યા ભગવંત. ૧

અક્ષર બ્રહ્મમાને આત્મા, તેનુ સુખ કહ્યું નવ જાય;
બીજુ સુખ ઇચ્છે નહી, હરિકૃષ્ણમાં લોભાય. ૨

# ચોપાઈ.

હવે કહુ નિરમાની સંત, ધર્મજ્ઞાન વૈરાગ્ય અત્યંત;
પરા ભક્તિ અચલ દ્રઢ તેહ, હરિક્રુશ્નમાં છે જેને સ્નેહ. ૩
સિળ સંતોષ દયા છે અતી, કામ ક્રોધ માન નહિ રતિ;
સુખ દુઃખ હરખ શોક રહિત, ધિરજવાન સદા ઇંદ્રીજીત. ૪
પરઉપકારી સાવધાન, આપે સહુને મોક્ષનુ દાન;
એવા સાધુ શુભ મતિ જેહ, હરિક્રુશ્નમાં પુર્ણ સ્નેહ. ૫
કોટી કોટી બ્રહ્માંડ કહાવે જેહ, રોમ રોમ પ્રતે ઉડે તેહ;
એવું અક્ષર બ્રહ્મ સ્વરૂપ, તેને માને છે પોતાનું રૂપ. ૬
માન અપમાન નહી લેશ, કરે સઉને તે સત્ય ઉપદેશ;
નવધાભક્તિ કરે પ્રેમ આણી, મુખે બોલે નહિ મીથ્યા વાણી. ૭
કરે સેવા નવ રાખે માન, હરિક્રુશ્ન પ્રસનતાનું તાન;
સુખ દુઃખ માન અપમાન જેહ, હરખ શોકમાં સમ રહે તેહ. ૮
એવા સાધુ સર્વે અંગે પુરા, નહિ અંતરે લેશ અધુરા;
મિથ્યા માન ઇચ્છે નહી કેદી; જેની મતિ ગઈ આવરણ ભેદી. ૯
રાખે આત્મા પરમાત્માનુ માન, હરિ ક્રુશ્નનું હ્રુદયમાં ધ્યાન;
માન આકાશની માત્રા જેહ, તેમાં ન લોભે સાધુ તેહ. ૧૦
માન ન રાખે તે જાણો સાધુ, મિથ્યા મનમાંહી લોભે બાધુ;
મળ્યું માન મોટું અવિનાશી, હરિક્રુશ્ન અક્ષરના વાશી. ૧૧
માયાક્રત માનમાં જે લોભે, તેતો પશુ જાતિમાંહી શોભે;
માન નીચ નઠારો છે અતી, દુષ્ટ પાપીની સુક્ષ્મગતી. ૧૨

પાપીએ કીધાં અનંતનાં અકાજ, મોટા મોટાની લીધી છે લાજ;
એવો ચડીલ માન દુષ્ટ ભારી કરે મતિ અતીશે નઠારી. ૧૩
માહા પાપી માન નીચ ભુંડો, એના અંતરનો આશય ઉંડો;
માન પાપીનો સંગ ન કરવો, શત્રુ જાણી માન પરહરવો. ૧૪
બુદ્ધિમાન દક્ષ પ્રજાપતિ, માને હરિ લીધી તેની મતિ,
માને કરીને યજ્ઞ કીધો, શિવને બલી ભાગ ન દીધો. ૧૫
સતી બળીમુવાં લાગ્યું પાપ, સામસામા ઘણા દીધા શ્રાપ;
કાઢયો ઘાણ ઘણું થયું દુઃખ, ભુંડું કીધું બોકડાનું મુખ. ૧૬
હિરણ્યકશ્યપુ મોટો યોદ્ધો જેહ, ત્રિય લોકવશ કીધો તેહ;
તેને માને નાખ્યો છે તે મારી, હરિયે નૃસિંહનુ રૂપ ધારી. ૧૭
મધુ નામે મોટો યુદ્ધો બહુ, શાસ્ત્ર માંહી લખ્યો જાણે સહુ;
તેને માને મારી કર્યો ચુર, એવો દુષ્ટ માન છે અસુર. ૧૮
કંસ શીશુપાલ મોટા જેહ, માને મારી કાઢયો તેનો ખેહ;
દુર્યોધન દુશ્યાસન કર્ણ, માન થકી પામ્યા ઘણા મર્ણ. ૧૯
દેવ દાનવ અનંત ભુપતી, ચૌદ લોકમાં જાવાની ગતી;
વિશ્વામિત્ર દુર્વાસાદિ જેહ, માન થકી દુઃખ પામ્યા તેહ. ૨૦
દેવ માંહોમાંહે લડે અતિ, તેની માન ફેરવે છે મતિ;
મોટા ગુરૂ આચાર્ય સુખી, તેને માને રોળી કર્યા દુઃખી. ૨૧
માને પસારી છે મોટી પાણુ, ચૌદ લોકમાં માનના વેચાણ;
જેને પ્રગટ મળે હરિ જયારે, તેહ મનમાં ન લોભાય ત્યારે ૨૨.
બીજા સર્વે માનના તે દાસ, સૌને માને નાખ્યો ગળે પાસ;
જેવી હડકાયા શ્વાનની લાળ, ભુંડી માનની લાળ અપાર. ૨૩

દુધ સાકર અતી સુખકારી, તેમાં સર્પની લાળ નઠારી;
તેમ જપ તપ વ્રતાદિ જેહ, મોક્ષ આપે જીવને તેહ. ૨૪
પડે માનની લાળ જો લેશ, સાધન સર્વે તે આપે કલેશ;
માન થકી ક્રોધ શોક થાય, ટળે જ્ઞાન ને બુદ્ધિ તે જાય. ૨૫
માને મચ્છર ઇરષા કપટ ઘણો, માને દોશ ન સુજે પોતા તણો;
ઠઠા ઠેકડી અસુયા દ્વેષ, માને થાયે ખેદને કલેશ. ૨૬
હિંસા મશ્કરી સંશય ઘણા, વાદવિવાદ દોષ માન તણા;
દગા દુષ્ટાઇ વૈર થાય અતિ, માન કરાવે છે ભુંડી મતિ. ૨૭
જે જે દોશ ભુંડ તે કહેવાય, તેતો સર્વે માન થકી થાય;
માને થાય ઘણા ઉત્પાત, થાય ઘણા મનુષ્યનો ઘાત. ૨૮
માને ક્રોધ થાયે અતિ ભારી, બોલે વાણી અતિશે નઠારી,
ભુલી જાયે પોતાનું તે માન, બોલે વચન તે વ્રજ સમાન. ૨૯
મોટા મોટામાં યુદ્ધ થાય જેહ, થાય અનંત મનુષ્યનો ખેહ;
થાય જીવહિંસા અપાર, તે સર્વે માનથી નિરધાર. ૩૦
જે જે પાપ જગતમાં થાય, તેતો સર્વે મનનાં કહેવાય;
જ્યાં માનનો થાય પ્રવેશ, ત્યાં સુખ રહે નહી લેશ. ૩૧
માને અનીતિ અન્યાય થાય, થાય મૃત્યુ જમપુરી જાય;
મોટા નર્કના કુંડ અપાર, નાખે તેમાં દીયે યમ માર. ૩૨
વગર વાંકે ગરીબશું લડે, માને મુઝાઇ કુવામાં પડે;
માને પક્ષપાત ઘણો થાય, માને આત્માનો ઘાત કરાય. ૩૩
માત પિતાની લાજ ન રાખે, માને મિથ્યા અપવાદ નાંખે;
ગુરૂ સાધુ બ્રાહ્મણ મોટા જેહ; આપે મોક્ષ તત્કાલ તેહ ૩૪

માન થકી માથુ ન નમાયે, હાથ જોડી સ્તુતી નવ થાયે;
માની પ્રભુને હાથ ન જોડે, વેદની મરયાદાને તોડે. ૩૫
માને ભુંડું બોલે તે કુજાત, કરે સાધુ બ્રાહ્મણની ઘાત;
માને બાપને મારે જરૂર. એવો અધર્મિ માન અસુર. ૩૬
માને મહાભારત થયું, માને કૌરવનું મુળ ગયું;
માને ન મુકી રાવણે તાંણુ, માને કાઢયો રાવણનો ઘાણ. ૩૭
જે જે અવળું જગતમાં થાય તેનું મુળ તે માન કહેવાય;
પશુપક્ષી સર્પાદીક જેહ, બીજા જીવ ઝીણા ઘણા તેહ. ૩૮
માન થકી સામસામા લડે, ઘણાં દુઃખ પામે માન વડે;
માને મુઆઇને ઘર મુકે, થાય ભ્રષ્ટ ધર્મમાંથી ચુકે. ૩૯
માન લીયે સાધુનો વેશ, ભુસે રાખ વધારે નખ કેશ;
માની પોતે યમપુરી જાય, માનીના સંગી દુખીયા થાય. ૪૦
માની લીયે ગુરૂનો તે વેશ, હૃદયે જ્ઞાન નહી લવલેશ;
મોટા પુરૂષ પાસે માન રાખે, માને અતિ ભુંડા શબ્દ ભાખે. ૪૧
પંડિત પુરાણી વિદ્વાન જેહ, જાણે શાસ્ત્રના અર્થને તેહ;
તેની માને મતિ અવળાયે, તેને પ્રગટ પ્રભુ ન ઓળખાયે. ૪૨
માને બ્રહ્માની મતિ અવળાઇ ગઇ, તેણે શ્રીકૃષ્ણ ઓળખ્યા નહી;
માને ઇંદ્રની મતિ હરિ લીધી, કૃષ્ણ ઉપર મેઘ વૃષ્ટી કીધી. ૪૩
ઋષી હતા ત્રિકાળી જેહ, યજ્ઞ કરતા કૃષ્ણ સારૂ તેહ;
કૃષ્ણ અન્ન માગવા ગયા જ્યારે, માને ઓળખાણા નહી તે વારે. ૪૪
અતી મોટાં જ્ઞાની મહાસતિ રામચંદ્રમાં હતો પ્રેમ અતિ;
સીતા રામ દીઠા વન જ્યારે, માને મોહ પામ્યાં સતિ ત્યારે. ૪૫

શિવજીયે સમજાવ્યાં અતિ, માને જ્ઞાન લાગ્યુ નહિ રતિ;
લીધુ જાનકીનુ રૂપ જઇ, માને સતિ ઘણી દુખી થઈ. ૪૬
ગરૂડજી ભક્ત મોટા ભારી, પ્રભુ કરે નિત્ય અસ્વારી;
બાંધ્યા રામચંદ્ર દિઠા જ્યારે, માને મતિ અવળાઇ ગઇ ત્યારે. ૪૭
મહિમા અલૌકીક સમજ્યામાં નાવ્યો, માને પોતાને અહંકાર આવ્યો;
માનના દોષ કહ્યા ન જાય, માન મુકે તે સુખીયા થાય. ૪૮
રાખે પ્રભુ આગળ માન જેહ, અતી નીચ પાપી જાણો તેહ;
માન નીચ અતી દગાદાર, કરે મોટા મોટાને ખુવાર. ૪૯
પંડિત પુરાણી શાસ્ત્રી કાવે, ચતુર્વેદ મુખે કહી જાવે;
માને હરિ ઓળખ્યામાં ન આવે, માન મોટાને નાચ નચાવે. ૫૦
મુકે ઘર વસે વનવાસ, લીયે ભેખ કરે તે સંન્યાસ;
ફળફુલ સુકાં પાંન ખાય, પણ માન તોયે ન મુકાય. ૫૧
બ્રહ્મચારી વાનપ્રસ્થ જેહ, સહે ટાઢ તડકો દમે દેહ;
તોયે માનનાં સર્વે વેચાણ ચૌદ લોકમાં માનની આણ. ૪૨
ધાતુ ધન્ય રાખે નહિ લેશ, જગ્યા બાંધે નહી ફરે દેશ;
ગામ વસ્તીમાં કેદી ન જાય, તોય માન લેશ ન મુકાય. ૫૩
રાખે નહી વસ્ત્ર કાંઈ પાસ, સહે ભુખ અતિ ઘણી આસ;
તોયે માનના દાસ કહેવાય, માન કોઇથી ના મુકાય ૫૪
પ્રકૃતિના કાર્યમાં છે જેહ, પંચ વિષયને વશ છે તેહ;
એવા હરિ બંધનમાં ન આવે, એમ વેદ શાસ્ત્ર સંત ગાવે; ૫૫
બીજા મુક્ત મોટા જે કહેવાય, છેટે રહેતા વિષયથી મુકાય;
એજ મુક્તની અનાદી રીત, ત્યાગ રાખે તે ત્રીગુણાતિત ૫૬

વિષય ભોગવે તે પાપી રાગી, તેને જાણુશો માં કોઇ ત્યાગી;
માની મુરખને ન જડે ખાવા, પછે પેટ ભરવા થાય બાવા. ૫૭
લીયે વેશ ધુતી જગ ખાય; માની સત્યરૂષ સામા થાય;
એવા વિષયના રાગી જેહ, કરે છે નાશ ધર્મનો તેહ. ૫૮
માહા માયાનો છે ભુંડો આસ અહંમમતારૂપ માન પાસ;
તેમાં સર્વ જીવ દુખી થાય, જન્મે મરે યમપુરી જાય ૫૯
એવો માનરૂપી પાસ ભારી, લાગે નહી કોઇની તે કારી;
સર્વોપરિ પુરૂષોત્તમ જેહ, સર્વ કારણ એક હરિ તેહ ૬૦
કૃપા કરી હરિ આવે જ્યારે, પંચવિષયથી મુકાવે ત્યારે;
પ્રગટ હરિને ચરણે જે આવે, તેને વિષયથી તરત મુકાવે. ૬૧
આપે જ્ઞાન સર્વોપરિ સાર, કરે જીવને માયા પાર;
એવા કૃપાળુ અતિ હરિકૃષ્ન, જેને કરવા હોય પ્રભુ પ્રસંન. ૬૨
તજવા કામ લોભ સ્વાદ માન, કરવું અખંડ હરિકૃષ્નનું ધ્યાન;
સ્થુલ સુક્ષ્મ કારણ ત્રણ દેહ, તેથી નોખો આત્મા છે તેહ. ૬૩
આત્મા વિષયમાં સુખી ન થાય, એમ સમજે સાધુ મનમાંહ્ય;
અક્ષર બ્રહ્મ છે આત્મા જેહ, સદા સુખરૂપ છે તેહ. ૬૪
અક્ષર બ્રહ્મ અખંડ અનુપ, તેને સંત માને નિજ રૂપ;
બ્રહ્મરૂપ થઇ ભજે હરિ, એવા સંત પુરણ સર્વોપરી. ૬૫
તે ન લોભે માયા કૃતમાંહી, હરી વિના પ્રિતિ નહી કાંઇ;
ત્યાગી થઇને મનમાં લોભે, તેતો શ્વાન શુકરમાં શોભે. ૬૬
માનમાં ના લોભે જ્ઞાની ત્યાગી, લોભે નીચ પાપી દુષ્ટ રાગી;
સાધુ જાણે સર્વેનો તે સાર, જેની સદા સ્થિતિ માયાપાર.૬૭

એવા સાધુ મહા મોટા અતિ, હરીકૃષ્ન વિના નહિ રતિ;
ધર્મ જ્ઞાન વૈરાગ્યમાં પુરા, નહી કોઈ અંગમાં અધુરા. ૬૮
સ્થાવર જંગમ જંતુ જે કહાવે, સાધુ સર્વેને સુખ ઉપજાવે;
દયા ક્ષમા અતિશે અપાર; નહી કોઇ પ્રકારનો અહંકાર. ૬૯
નિંદા સ્તુતી કરે કોઇ ઘણું, નહી હરખ શોક તેહ તણું;
દ્યુતાદિ વ્યસન કહાવે જેહ, કોઇ રીતનું ન રાખે તેહ. ૭૦
અન્ન જળ છે પ્રાણનો આહાર, તેણે દેહ રખે નિરધાર;
શિત ઉષ્ણ નિવારવા તંન, રાખે વસ્ત્ર ભજવા ભગવન. ૭૧
દેહ નિરવાહથી વધુ જેહ, સંગ્રહ કરે નહી સાધુ તેહ;
યમ નિમ દ્રઢ આસન જીત, દેખે પિંડ બ્રહ્માંડ નાશવંત. ૭૨
મળ્યું અખંડ સુખ અવિનાશી, હરિ કૃષ્ન સદા સુખ રાશી;
કથા કીરતન અખંડ ધ્યાન, કરી કૃપા આપે મોક્ષ દાન. ૭૩

## પૂર્વછાયો.

પરમ કૃપાળુ અતિ ઘણા, નહિ લેશ ઉરમાં માન;
એવા સાધુ અતિવાલા, એમ કહે શ્રી ભગવાન. ૭૪
દેહ છતાં બ્રહ્મરૂપ થયા, તેના દરશનથી દુઃખ જાય;
એવા સાધુ અતિ દુર્લભ, એમ સર્વે શાસ્ત્ર ગાય. ૭૫
જેને એવા સાધુ મળે, તેને કરે માયા પાર;
એવા સાધુના ઉરમાં, હરીકૃષ્ન પ્રાણ આધાર. ૭૬

પંચ વિષયનાં મુળ ઉખાડી, સર્વે તજી જગતની આસ;
ધર્માનંદ કહે હરીકૃક્ષના ચરણુ કમલના દ્રઢ દાસ. ૭૭

## ઇતિશ્રી હરિકૃક્ષ મહારાજની લીલાચિંતામણી મધ્યે ભાગવત ધર્મમાં નિર્માની વર્ત્તમાન નામે છઠું રત્ન સંપૂર્ણ ॥૬॥

## શ્રીહરિ કૃષ્ણાય નમોનમઃ

### દોહા.

આત્મા પ્રમાત્માના સ્વરૂપનું, થયું યથાર્થ જ્ઞાન;
તે કેમ લોભે દેહમાં, જાણે નર્ક સમાન. ૧
પિંડ બ્રહ્માંડનું પ્રમાણુ કરી, જાણે જગતને નાશ;
આત્મા મધ્યે આનંદ સદા, પ્રભુના સ્વરૂપનો ઉલ્લાસ. ૨

### ચોપાઈ.

હવે કહું જ્ઞાનનુ તે રૂપ, કરે તત્કાળ બ્રહ્મ સ્વરૂપ;
દેખે જીવ ઇશ્વિર માયા બ્રહ્મ, જાણે પરબ્રહ્મનો સર્વે મર્મ. ૩
થાય માયા પર સદા સ્થિતિ, કરે પ્રગટ હરીકૃક્ષમાં પ્રિતિ;
પ્રગટે જ્ઞાન થાય પ્રકાશ, થાય મોહ માયાનો નાશ. ૪
એવું સર્વોપરિ જ્ઞાન જેહ, કહું સાંભળો તમે તેહ;
પૃથ્વી જલ તેજ વાયુ આકાશ, અહંકાર મહતત્વ માયાનોપાસ.
તેથી પર પુરૂષોત્તમ એક, તેને સેવે છે મુક્ત અનેક;
એવા સર્વોપરી એક શ્યામ, દિવ્ય સ્વરૂપ સદા સુખધામ. ૬

અનંત ઐશ્વર્ય શક્તિ અપાર, કહેતાં કોઇ ન પામે પાર;
સર્વ કારણ કરતા આધાર, આપે ભક્તને સુખ અપાર. ૭
કર્તા અકર્તા અન્યથા કર્તા હરી, નાથે ઉત્પતિની ઇચ્છા કરી;
અક્ષર મુક્ત ઇચ્છા વિચારી, પુરૂષ જાગ્રત કર્યો તેહ વારી. ૮
પુરૂષ પ્રકૃતિ જગાડી જેહ, પરસ્પર બાંધ્યો તેણે સ્નેહ;
થયા છોકરીયું છોકરા ઘણા, બાંધી બએની જોડ રહી મણા. ૯
નામ પ્રધાન પુરૂષ કહેવાય, વેદ શાસ્ત્ર પુરાણ તેને ગાય;
એવા અનંત પ્રધાન પુરૂષ જેહ, કહુ એકની ઉત્પતિ તેહ. ૧૦
પ્રધાન પુરૂષથી મહતત્વ થાય, સર્વે જગતનું અંકુર કહેવાય;
તેથી થાય અહંકાર જેહ, ત્રણ પ્રકારનો કહાવે તેહ. ૧૧
સત્વગુણના અંતઃકરણ ચાર, ચૌદ દેવરૂપે નીરધાર;
રજોગુણની દશ ઈંદ્રિ કહાવે, નોખા નોખા સ્થાનકો ગણાવે. ૧૨
તમોગુણ ભુતમાત્રાએ થયો, સર્વે મળીને વૈરાટ કહ્યો;
વૈરાટ થકી ત્રણ દેવ જેહ, બ્રહ્મા વિષ્નુ શીવ મોટા તેહ. ૧૩
તેથી થયા મરીચ્યાદિક દેવ સૌને સ્થાનકે રહેવાની ટેવ;
બીજા મનુષ્યાદિક થયા બહુ, સ્થાવર જંગમ સચરાચર સહુ. ૧૪
એવી રીતે ઉત્પતિ થાય, સર્વના કારણ હરિ કહેવાય;
હવે કહું તત્વના તે રૂપ, નોખા નોખા તે ગુણ અનુપ. ૧૫
જગતના કારણ કહાવે જેહ, પુરૂષ પ્રકૃતિ ને કાળ તેહ;
મહતત્વાદિક ચોવીસ તત્વ, તેને જાણે જ્ઞાની શુદ્ધ સત્વ. ૧૬
પોતાને વિષે માયા છે જેહ, એમ સમજે નાશ પામે તેહ;
તેનાં કાર્ય ચોવીસ તત્વ કહાવે, એના બંધનથી જીવ મુકાવે.૧૭

તેનાં લક્ષણ કહુ તે જાણો, પુરૂષ પ્રકૃતિના નિયંતા પ્રમાણો;
પ્રકૃતિથી વિજાતી છે જેહ, અખંડ અનાદિ પુરૂષ તેહ. ૧૮
અનંત સત્ય સ્વયં જ્યોતિ કહાવે, સર્વજ્ઞ દિવ્ય વિગ્રહ ગાવે;
સમગ્ર આકાર માત્ર જેહ, પ્રવૃતિના કારણ પુરૂષ તેહ. ૧૯
ક્ષેત્રજ્ઞ એવા પુરૂષ કહીયે, એના ગુણ જોઇ ઓળખી લઇયે,
પ્રકૃતિ ત્રિગુણાત્મક કહાવે, જડ ચિદાત્મક તેને ગાવે. ૨૦
નિત્ય નિર વિશેષ છે જેહ, મહદાદિક સમગ્ર તત્વ તેહ;
જીવ માત્રનું ક્ષેત્ર તે કહાવે, પ્રકૃતિ હરીની શક્તિ ગણાવે. ૨૧
ગુણ સામ્ય નિરવિશેષ જેહ, એવી માયાનો કાળ કરે ખેહ;
એવુ કાળનું રૂપને જાણો, બુદ્ધિમાન જ્ઞાને પ્રમાણો. ૨૨
કહું તત્વનાં લક્ષણ જેહ, ચિત્ત મહતત્વ અભેદ છે તેહ;
મહતત્વને વિષે સુક્ષ્મ રૂપે, સમગ્ર જગત રહ્યું છે અનુપે. ૨૩
નિરવિકારી પ્રકાશવાન, સ્વચ્છ શુદ્ધ સત્વમય શાંત;
હવે કહું અહંકારનું રૂપ, અહંકાર ત્રિગુણાત્મક સ્વરૂપ. ૨૪
ભુત માત્રા ઇંદ્રિયું અંતઃકર્ણ, દેવતા પ્રાણ ઉત્પતિનું કર્ણ;
શાંતપણુ ઘોરપણુ કહીયે, વિમુઢ અહંકાર ઓળખી લઇયે. ૨૫
સ્ત્રીયાદિક પદાર્થ જેહ, સમગ્ર કામનાનુ કારણ મન તેહ;
સંકલ્પ વિકલ્પ મન કરાવે; સમગ્ર ઇંદ્રિનું નિયંતા ગણાવે. ૨૬
પદાર્થ માત્રનું જ્ઞાન જેહ, બુદ્ધિવતે થાય સમગ્ર તેહ;
ઇંદ્રિયોમાં વિશેષ જ્ઞાન કહાવે, બુદ્ધિવતે સર્વે તે જણાવે. ૨૭
બુદ્ધિવતે સંશય નિશ્ચય થાય, નિંદ્રા સ્મૃતિ બુદ્ધિમાં કહેવાય;
શ્રોત ઇંદ્રિય શબ્દનું જાણ, ત્વચા કરે સ્પર્શનું પ્રમાણ. ૨૮

ચક્ષુ કરે રૂપનો નિરધાર, રસના રસ જાણે સાર અસાર;
ઘ્રાણે સુગંધ દુર્ગંધ લેવાય, પંચ જ્ઞાન ઇંદ્રિયો કહેવાય. ૨૯
વાક ઇંદ્રિયે શબ્દ બોલાય, પાણીયે પદાર્થ લેવાય દેવાય;
પાદ ઇંદ્રિયે હલાય ચલાય, શિષ્નુએ મુત્ર વીર્ય ત્યાગ થાય. ૩૦
ગુદાયે મળ ત્યાગ કરાયે, પંચ કર્મ ઇંદ્રિયુ ગણાયે;
પંચ માત્રાનાં લક્ષણ જેહ, નોખા નોખા કહું જાણો તેહ. ૩૧
શબ્દ અર્થ માત્રને જણાવે, વહેવાર માત્રનો કારણ ગણાવે;
બોલનારાની જાતી જેહ, તેના રૂપને જગાવે તેહ. ૩૨
આકાશમાં રેવાપણ જેહ, શબ્દ આકાશની તનમાત્રા તેહ;
શ્રોત્ર ઇંદ્રિયે તે ગ્રહણ થાયે, શબ્દ વિષયનું રૂપ કહેવાયે. ૩૩
સ્પર્શ વિષયનું લક્ષણ જાણો, વાયુની તન માત્રા પ્રમાણો;
કોમળપણ કઠણપણ જેહ, શીત ઉષ્ણ ત્વચા જાણો તેહ. ૩૪
પદાર્થ માત્રનું જ્ઞાન કરાવે, રૂપ નોખાં નોખાં ઓળખાવે;
પદાર્થમાં ગૌણપણે જેહ, પદાર્થની રચના એ જણાય તેહ. ૩૫
તેજ તત્વનું તનમાત્રા કહાવે, ચક્ષુ ઇંદ્રિએ કરી જણાવે;
કહું રસનું લક્ષણ જેહ, મધુરપણ તીખાપણ તેહ. ૩૬
કડવો કસાયલો રસ કહાવે, ખારા ખાટાપણ રસ જણાવે;
જળનું તનમાત્રપણ કહાવે, રસનાએ ગ્રહણ કરવામાં આવે. ૩૭
સુગંધ દુર્ગંધપણ જેહ, પૃથ્વીનું તનમાત્રાપણ તેહ;
ઘ્રાંણ ઇંદ્રિએ કરી ગ્રહણ થાયે, એહ ગંધનું રૂપ કહેવાયે. ૩૮
પૃથ્વીનું રૂપ તમે જાણો, જીવ માત્રનું સ્થાનક પ્રમાણો,
આકાશાદિક ચાર ભુત કહાવે, તેનું વિભાગપણ જણાવે. ૩૯

સર્વે ભૂત પ્રાણી માત્ર જેહ, થાયે પ્રગટ શરીર પૃથ્વી તેહ,
જળ પૃથ્વાદિકનું પિંડિ થાયે, પદાર્થને કોમળ કરાયે. ૪૦
ભીનુ કરવું ત્રસીપણું થાયે, પ્રાણી માત્રની ત્રશા જાયે;
તાપને ટાળવાપણું જેહ, બહુપણુ જળનું લક્ષણુ તેહ. ૪૧
તેજ પ્રકાશપણુ કહાવે, અન્નાદિક સર્વેને પચાવે;
કાષ્ટહુતા દ્રવ્ય કાવે જેહ, ગ્રહણુ કરવાપણુ તેજ તેહ. ૪૨
ક્ષુધા ત્રશા તે શીતને હરે, તેજ જળનું સોષણુ કરે;
વાયુ વ્રક્ષાદિકને કંપાવે, ત્રણાદિક ભેળાં થઇ જાવે. ૪૩
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ, વાયુ કરાવે ઇંદ્રીયુને સંબંધ;
સર્વે ઇંદ્રિનું આત્માપણુ જેહ, એવું વાયુનું લક્ષણુ છે તેહ.૪૪
સર્વે જીવ માત્રને અવકાશ, દેવાપણુ એજ તે આકાશ;
દેહનો માંહિ બહાર વેવાર, અવકાશ દેવાપણુ નિરધાર. ૪૫
પ્રાણુ ઇંદ્રી અંતઃકર્ણ જેહ, આકાશ સર્વનું સ્થાનક તેહ;
ચોવીશ તત્વ પ્રકૃતિ પુરૂષ કાળ, કર્યાં સર્વનાં રૂપ વિશાળ.૪૬
એવી રીતે તત્વ ઉપજ્યાં જેહ, પરમેશ્વરની ઇચ્છાયે તેહ;
પોતપોતાના અંશે કરિને, રહ્યાં જીવ ઇશ્વર ધરીને. ૪૭
ઇશ્વરનો દેહ વૈરાટ કાવે, સુત્રાત્મા અવ્યક્ત ન ગાવે;
સ્થુળ સુક્ષમ કારણુ જેહ, જીવના દેહ જાણો તેહ. ૪૮
વૈરાટનામે ઇશ્વરનો દેહ, કાળ સર્વેનો કરે છે ખેહ;
માયાકૃત મિથ્યા સર્વે જાણો, જડ દુઃખરૂપ તે પ્રમાણો. ૪૯
અનાદિની અવિદ્યા છે જેહ, તેના બન્યા છે ત્રણુ દેહ;
તેમાં જીવ જનમે ને મરે, કર્મ વશ થઇ દેહ ધરે. ૫૦

પામે દુઃખ અતિશે અપાર, જન્મ મૃત્યુનાં વારંવાર;
તેનુ કારણ કહુ તે જાણો, અહં મમતાયે દુઃખ પ્રમાણો. ૫૧
જે જે દુઃખ માત્ર તે કેવાયે, તેતો દેહમાં સ્નેહથી થાયે;
દોશ માત્રનું કારણુ દેહ, તેમાં અજ્ઞાની કરે સ્નેહ. ૫૨
દેહરૂપી તે રાફ્ડો જાણો; દેહાભિમાની સર્પ પ્રમાણો;
સર્પ જંતુ મારે તે અપાર, દેહરુપીને વિષયનો આહાર. ૫૩
દેહરૂપી કોઢલો છે જેહ, પેઠો અહુંકારી બલાડો તેહ;
દેહ અહંકારી જે શબ્દ બોલે, તેને જાણો બલાડાની તોલે. ૫૪
દેહ અહંકારીના શબ્દ ઝેર, જે સાંભળે તેનો કરે કેર;
દેહરૂપી તે સમુદ્ર કહાવે, દુઃખરૂપી નદીયું આવે. ૫૫
દેહના અહંકારરૂપી વન જેહ, તેમાં કામ ક્રોધ સાવજ તેહ;
સ્વાદ લોભ માન મચ્છર સોઇ, નાર દીપડા જરખલિયોજોઇ. ૫૬
દીપડિયું સીંહણીયું તે જાંણો, તૃષ્ણા અસુયા ઇર્ષ્યા પ્રમાણો;
સિળ સંતોષ દયા કહેવાયે, દેહદરસિ પાપી તેને ખાએ. ૫૭
ધર્મ જ્ઞાન વૈરાગ્ય સુખકારી, નાશ કરે મચ્છર દુઃખકારી;
દેહરૂપી ઘર લીયો જોઈ, હાડ માંસ ઇટયું ચુનો સોઇ. ૫૮
લોહી લાળ નર્ક નઠારૂં, ત્વચારૂપી ચુને તે સમાર્યું;
તેમાં રેનારો ચંડાલ અહંકાર, ત્રષ્ણા ચંડાલણી તેની નાર. ૫૯
કામ ક્રોધ લોભ એના પુત્ર; માન મચ્છરાદિક એનુ ગોત્ર;
અસુયા ઇર્ષ્યા અદેખાઇ સોઈ, અનિતિ આદિ પુત્રી લીયોજોઇ. ૬૦
એવો અસુરનો પરિવાર, અતિ ભુંડા ભુંડા કરે આહાર;
એવા દુષ્ટનો હોયે નિવાસ, ત્યાં ધર્મ જ્ઞાન નાવે પાસ. ૬૧

શોક સંતાપ કલેશ અતી, દયા ક્ષમા સંતોષ ન રતી;
એવા અધર્મનો જ્યાં નિવાસ, ત્યાં મોક્ષની તજવી આસ. ૬૨

## પૂર્વછાયો.

અધર્મ સર્ગ જીવને, દુઃખ આપે અપરમપાર;
લોભ પરાખિત જે નહી, તે ખાયે યમનો માર. ૬૩
મિથ્યા સુખ સંસારનાં, તેમાં રાખવી નહી પ્રીત;
બ્રહ્મરૂપ થઈ ભજવા હરિ, એ અનાદિ સાધુની રીત. ૬૪
જડ ચૈતનનો વિવેક કરીને, મુકવી દેહની આશ;
પ્રગટ પ્રભુ હરિ કૃશ્નના, થવું ચર્ણ કમળના દાસ. ૬૫
રવિ ઉગે રજની ટળે, તેમ હરિ ભજે દોશ જાયે;
ધર્માનંદકે સુખ પાંમે, બ્રહ્મ સ્વરૂપે થાયે. ૬૬

**ઇતિ શ્રી હરિકૃશ્નમાહારાજની લીલાચિંત્તામણી મધ્યે ભાગવતધર્મમાં જ્ઞાન નિરૂપણ કર્યું એ નામે સાતમું રત્ન સંપૂર્ણઃ ॥૭॥**

## શ્રીહરિ કૃષ્ણાય નમોનમઃ

## દોહા.

દાસના દાસ થઇ રહીયે; તજીયે તન અભિમાન;
હરિ હરિજનને સેવીયે, પ્રસન્ન થાય ભગવાન. ૧
સંત શેવ્યાથી પ્રસન થાયે, હરિ કૃશ્ન કૃપાનિધાન;
અનંત દોષ તેના ટાળીને, આપે મોક્ષનું દાન. ૨

## ચોપાઇ.

દેહરૂપી સમુદ્ર નિરધાર, આવે દુ:ખરૂપી નદીયું અપાર;
જેને દેહનુ અભિમાન હોયે, તેને લેશ સુખ કેદી ન હોયે. ૩
જે જે દુ:ખ જગતમાં કહાવે, દેહાભિમાનીને સર્વે આવે;
જેને દેહમાં પ્રીતિ તે હોયે, એવો નીચ બીજો નહી કોયે. ૪
હાડ માંસાદિ નર્કનો દેહ, તેમાં અતિ નીચ કરે સ્નેહ;
પામર વિષઇ મુમુક્ષુ મુક્ત તેનાં લક્ષણ કહુ તે જુક્ત. ૫
પામરને વિષયનો એક આહાર, આહાર મૈથુન નિંદ્રાપર પ્યાર;
વિષયીને વિષય સારા ગમે, પંચ વિષયમાં ચિત્ત રમે. ૬
માન મમતાને મોટપ્ય જેહ, ઝાઝી કીરતીમાં અતિ સ્નેહ;
મુમુક્ષુ પંચ વિષયને મુકે, ધર્મ જ્ઞાનથી કેદી ન ચુકે. ૭
મુક્તને વિષયનો નહિ આહાર, એક વહાલા હરિ નિરધાર;
લીયો ચાર પ્રકારે જીવ જોઇ, દેહમાં પ્રીતી પામર સોઇ. ૮
જે જે દેહમાં રાખે તે પ્યાર, વારંવાર તેને ધીક્કાર;
નાશવંત જડરૂપ દેહ, તેમાં અજ્ઞાની કરે સ્નેહ. ૯
જ્ઞાની દેહના રૂપને જાણે, દ્રષ્ટા થકો સર્વેને પ્રમાણે;
સારા નરસા જે શબ્દ કહેવાયે, તેનું સુખ દુ:ખ જે જે થાયે. ૧૦
દીગપાળ દેવને મનને થાયે, તેથી નોખો આત્મા તે કહેવાયે;
સારો નરસો સ્પર્શ કહાવે, તેનુ સુખ દુ:ખ જે જે આવે. ૧૧
વાયુ દેવને ને મનને જાણો, આત્મા દ્રષ્ટા તેનો પ્રમાણો;
રૂપકુરૂપ જે જે દેખાયે, તેનુ સુખ દુ:ખ જે જે થાયે. ૧૨

તેના ભુક્તા સુર્યદેવ મન, આત્મા દ્રષ્ટા સદાયે મગન;
સ્વાદ કુસ્વાદ જે જે કહાવે, તેનું સુખ દુઃખ જે કાંઈ આવે. ૧૩
વરૂણદેવને ને મનને થાયે, આત્મા દ્રષ્ટા તે નોખો કહેવાયે;
સુગંધ દુર્ગંધ જે કાંઈ કહેવાયે, તેનુ સુખ દુઃખ જે જે ગણાયે. ૧૪
અશ્વનીકુમારને મનને જેહ, આત્મા નોખો દ્રષ્ટા જાણો તેહ;
સારૂં નરસું લેવાય દેવાય કાંઇ, તેનુ સુખ દુઃખ થાય ઉરમાંહી. ૧૫
તેતો ઇંદ્રને મનને હોયે, આત્મા નોખો દ્રષ્ટા જાણો સોયે;
સારો નરસો શબ્દ બોલાયે, તેનુ સુખ દુઃખ જે કાંઇ થાયે ૧૬
અગ્નિ દેવને મનને છે એહ, આત્મા દ્રષ્ટા જાણનારો તેહ.
સારી નરસી પૃથ્વી સોયે, ચાલવાથી સુખ દુઃખ હોયે. ૧૭
તેના ભુક્તા વિષ્ણુદેવ મન, આત્મા દ્રષ્ટા તેનો તે મગન;
વિર્ય મુત્ર જે ત્યાગ કરાયે, તેનુ સુખ દુઃખ જે જે કહેવાયે. ૧૮
પ્રજાપતિ દેવને મનને હોયે, આત્મા નોખો દ્રષ્ટા જાણો સોયે;
મળાદિક ત્યાગ કરવું જેહ, તેનુ સુખ દુઃખ થાયે તેહ. ૧૯
યમદેવને ને મનને થાયે, આત્મા સુખ દુઃખમાં ન લેવાયે;
શુભ અશુભ સંકલ્પ થાયે, તેનુ સુખ દુઃખ જે જે કેવાયે. ૨૦
ચંદ્ર દેવને ને મનને જાણો, આત્મા અસંગી દ્રષ્ટા પ્રમાણો;
શુભ અશુભ નિશ્ચે કર્વો જેહ, તેનુ સુખ દુઃખ થાયે તેહ. ૨૧
બ્રહ્મા દેવને ને મનને થાયે, આત્મા સુખ સ્વરૂપ કહેવાયે;
શુભ અશુભ ચિંતવન હોય, તેનું સુખ દુઃખ થાયે સોય. ૨૨
વાસુદેવને ને મનને થાય, આત્મા અરૂપી અસંગી કહેવાય;
સારો નરસો અહંકાર ધરાય, તેથી સુખદુઃખ જે કાંઇ થાય. ૨૩

રૂદ્રદેવને ને મનને જાણો, આત્મા શુદ્ધ સ્વરૂપ પ્રમાણો;
આત્મા અછેદ અભેદ અવિનાશી, શાંત રૂપ સદા સુખરાશી. ૨૪
આત્મા વજરે કેદી ન કપાય, આત્મા જળ થકી સડી ન જાય;
અગ્નિ બાળે નહિ કોઇ વાર, આત્મા શાંતરૂપ જાણો સાર. ૨૫
આત્મા કાળનું રૂપ તે જાણો, માયાકૃત નાશ તે પ્રમાણો;
દેહ જડને નર્કનું રૂપ, બન્યું નર્કથી સર્વે સ્વરૂપ. ૨૬
તેને પોતાનું રૂપ જાણે જેહ, શ્વાન સુકરથી ભુંડો તેહ;
દેહવિષ્ટા કીડા રાખ થાય, તેની ત્રણ સાંગના કહેવાય. ૨૭
જ્ઞાની જાણે દેહનું સ્વરૂપ, નોખુ દેખે પોતાનું તે રૂપ;
પ્રકૃતિથી ઉત્પન્ન થયું જેહ, પિંડ બ્રહ્માંડાદિ સર્વે તેહ. ૨૮
દેવ મનુષ્યાદિક મોટા કહાવે, દેહરૂપી માયામાં ભ્રમાવે,
ભુલ્યા આત્મા પરમાત્માનુ જ્ઞાન, રહી નહિ પોતાની તે ભાંન. ૨૯
પ્રકૃતિનું કાર્ય ત્રણ દેહ, તેમાં બાંધ્યો જીવે તે સ્નેહ;
દેહ આત્મબુદ્ધિયે કરી, પામે જન્મ મૃત્યુ ફરી ફરી. ૩૦
તેથી પર થાયે જીવ જ્યારે, પામે જ્ઞાન આત્યંતિક ત્યારે,
તેહ જ્ઞાન કહું તેને જાણો, થાય પ્રકાશ હરિને પ્રમાણો. ૩૧
અજ્ઞાને અશાંતિપણુ જેહ, જન્મ મૃત્યુનું કારણ તેહ;
હવે કહું જ્ઞાનનું સ્વરૂપ, દેખાય આત્મા પ્રમાત્માનુ રૂપ. ૩૨
જીવ શાંતિ પામે તત્કાળ, ટળે જન્મ મરણની ઝાળ;
પ્રથમ કહું આત્માનું તે જ્ઞાન, મટે પંચ વિષયનું તાન. ૩૩
ચોવિશ તત્વનું કાર્ય છે જેહ, સ્થાવર જંગમ વિશ્વ તેહ;
કીડીથી તે બ્રહ્માદિ સઉ, સર્વે મોટા થવા ઇછે બહુ. ૩૪

તેને ઇચ્છા અંતરની એહ, પંચ વિષયની મોટપ તેહ;
સદા અપુર્ણપણે તે રહે, પંચ વિષયથી શાંતિ ન લહે. ૩૫
તેનું કારણ કહું હવે કથી, પંચ વિષયમાં સુખ નથી;
સામાન્ય ગ્રહસ્થ વિષયભોગવે જેહ, તેને ઉત્તમ વિષયની ઇચ્છા તેહ
જેમ અધિક અધિક વિષય મળે, તેમ મોટી હોળી હૈયે બળે;
થોડા વિષયમાં થોડું દુઃખ જાણો, ઝાઝા વિષયમાં ઝાઝું પ્રમાણો. ૩૭
દેવ બ્રહ્માદિક મોટા બહુ, પંચવિષયમાં દુખીયા સહુ,
ગરીબ ગ્રહસ્થને શાંતિ ન લેશ, તેથી મોટાને આધક કલેશ. ૩૮
પ્રકૃતિ પુરૂષાદિક મોટા કાવે, પંચવિષયમાં અતિ દુઃખ પાવે;
પંચવિષયના સુખને જાણો, રંક બ્રહ્માને સમ પ્રમાણો. ૩૯
વિષયમાં પુરણ નહિ કોઇ, રંક રાજા પુરૂષાદિક સોઇ;
સર્વેને લીયો તમે જોઇ, પંચ વિષયમાં સુખી નહિ કોઇ. ૪૦
સર્વે સુખ ઈશ્વર્ય પ્રાપ્ત થાયે, તોયે તૃષ્ણા અંતરની ન જાયે;
તેનું સિદ્ધાંત કહું તે સાર, વિષયમાં સુખ નથી લગાર. ૪૧
તેમાં સુખ જણાય છે જેહ, તતો આત્માનુ સુખ છે તેહ;
પણ વિષયમાં સુખ નથી કાંઇ, એમ વિચારી લ્યો મનમાંહી ૪૨
જેમ કસ્તુરિ છે મૃગ માંહી, તેની મૃગને ખબર નહી કાંઇ
મૃગકસ્તુરિની વાશ લેવા, સુંઘે તૃણ ને સુખ માને એવા. ૪૩
તેણે કરીને સુખી થાય જેહ, પણ તૃણમાં કસ્તુરિ નથી તેહ;
કસ્તુરિ રૂપી વાશ કહી, આત્મામાંહી રહી છે સહી. ૪૪
તેની ભુલ ખાઈ મૃગ જેહ, વિષય રૂપી તૃણ સુંઘે તેહ;
પણ તૃણમાં કસ્તુરિ લેશ નહી, નાભિમાં કસ્તુરિ છે સહી. ૪૫

તેમ વિષયમાં સુખ નથી કાંઇ, સર્વે સુખ છે આત્મામાંહી;
જોને જીભ પ્રથવી છે જેહ, ખટરસ પંચ ભૂત છે તેહ. ૪૬
સર્વે ખાધાના પદાર્થ કહેવાયે તેતો પંચભુત થકી થાયે;
કોળિયોને જીભા છે જેહ, બેય જડવસ્તુ છે તેહ. ૪૭
તેનુ સુખ ચૈતન્યને આવ્યું, સુખ જ્ઞાન વતે તે જણાયું;
તે જ્ઞાનને તમે જાણો, જ્ઞાન ચૈતનમાં પ્રમાણો. ૪૮
સુખ માત્રનું સ્થાનક જેહ, મહા શાંતિ ઉપજાવે તેહ;
તેહ સુખને પાંમે તે જ્યારે, બીજુ સુખ ન ઇચ્છે ત્યારે. ૪૯
જન્મ મરણને ટાળે તે વાર, સત્યરૂપ પ્રકાશ અપાર;
આત્મા અજર અમર જાણો, અક્ષર બ્રહ્મસ્વરૂપ પ્રમાણો. ૫૦
સર્વે સુખનો સિંધુ તે કહાવે, સુખ અપરમિત પાર ન આવે;
એવું અક્ષર બ્રહ્મસ્વરૂપ, મારૂ સ્વરૂપ સદા સુખ રૂપ. ૫૧
એવો જીવ આત્મા જાણે જેહ, ત્રણ દેહથી પ્રથક છે તેહ;
અક્ષરબ્રહ્મ અનાદિ સ્વરૂપ, તેને જાણો પોતાનું તે રૂપ. ૫૨
એવું જ્ઞાન પ્રાપ્ત થાય જ્યારે, જીવ બ્રહ્મરૂપ થાય ત્યારે;
સત્તચિદ આનંદ બ્રહ્મ જેહ, એવું જીવાત્માનું રૂપ તેહ. ૫૩
તેને અજ્ઞાને ભુલ્યો રૂપ, માને જડને નિજ સ્વરૂપ;
મિથ્યા દેહરૂપ થઈ ગયો, અજ્ઞાને તેમાં જોડાઇ રહ્યો, ૫૪
તેમ બ્રહ્મને સંગે બ્રહ્મ થાયે, એવું જ્ઞાનનુ રૂપ કેવાયે;
સદા શાંતરૂપ બ્રહ્મ થઇ, ઉપાસે પુરૂષોત્તમને જઇ. ૫૫
તે પુરૂષોત્તમ પરિબ્રહ્મ કેવા, સર્વ કારણ આધાર છે એવા;
જડપ્રકૃતિ સ્થાવર કાવે અનંત બ્રહ્માંડ પુરૂષ ઉપજાવે. ૫૬

એવા મુળ પ્રકૃતિ પુરૂષ જેહ, અક્ષરના રોમમાં લય તેહ;
એવા કોટિક પુરૂષ કેવાયે, બ્રહ્મની દ્રષ્ટીમાં ન જણાયે. ૫૭
સર્વ આધાર અક્ષર જેહ, એક લેશમાં લય પાંમે તેહ;
એવા પુરૂષોત્તમ પરિબ્રહ્મ, તેનો જાણે યથાર્થ મર્મ. ૫૮
પુર્વે કહ્યું જે બ્રહ્મનુ રૂપ, સૌયે દેખે પોતાનું સ્વરૂપ;
એવા જ્ઞાનવાન સંત સોયે, ત્રણ દેહથી નોખા હોયે. ૫૯
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ જેહ, તેમાં ન લેપાયે સંત તેહ;
રહે સદાયે માયા પર સ્થિતિ, એવા સાધુની અલૌકિક રીતિ. ૬૦
દેહ છતે બ્રહ્મરૂપ જાણો, તેને જ્ઞાન દ્રષ્ટિયે પ્રમાણો;
એવા સંત સદા સુખકારી, ભજે પ્રગટ પરિબ્રહ્મ મોરારી. ૬૧
અક્ષરબ્રહ્મ માને નિજ રૂપ, તેમાં દેખે હરિનું સ્વરૂપ;
ભુલે માને નહિ જે હું દેહ, જેને લાગ્યો હરિકૃષ્નમાં સ્નેહ. ૬૨

**પૂર્વછાયો**

જેને હરિકૃષ્નમાં સ્નેહ લાગ્યો, તનુ સુખ કહ્યું નવ જાય;
ચૌદ લોકની સંપતિ, તે કાગ વિષ્ટા સમ થાય. ૬૩
નર્ક સમ નિજે દેહને, જાણે જડ મિથ્યા દુઃખરૂપ;
અછેદ અભેદ નિજ આત્મા, અતિશેજ સુધ સ્વરૂપ. ૬૪
જ્ઞાનવાન એવા સંતના, ઉરમાં હરિનો નિવાસ;
મોહ માયા વ્યાપે નહિ, થયો ઉરમાં પ્રકાશ. ૬૫
જેમ દિવસ ઉગે રાત ટળે, તેમ જ્ઞાનીને માયા થાય નાશ;
ધર્માનંદ કે એવા સંતને, હરિ સદાય રહેછે પાસ. ૬૬

**ઇતિ શ્રી હરિકૃષ્નમાહારાજની લીલાચિંત્તામણી મધ્યે ભાગવતધર્મમાં જ્ઞાન નિરૂપણ કર્યું એ નામે આઠમું રત્ન સંપૂર્ણઃ ॥૮॥**

## શ્રીહરિ કૃષ્ણાય નમોનમઃ

## દોહા.

પ્રકૃતિનો પ્રલય કરી, થયા બ્રહ્મ સ્વરૂપ;
તેની દ્રષ્ટિમાં આવે નહી, હરિ વીના બીજુ રૂપ. ૧
એક આધાર પ્રભુ પ્રગટનો, નહિ વિષયની આશ,
બીજું કાંઈ રૂચે નહી, જાણે કાળ માયાનો પાશ ૨

## ચોપાઇ.

કહું વૈરાગ્યનુ રૂપ જેહ, થાએ હરિમાં દ્રઢ સ્નેહ;
દુર્લભ મનુષ્યનો દેહ અતિ, હરિ વિસારવા નહી રતિ. ૩
નહિ પળ ક્ષણનો નિરધાર, એવો મિથ્યા દેહ છે અસાર;
વારંવાર જન્મ મરણ થાય, તેનાં દુઃખ કહ્યાં નવ જાય. ૨
અતિ ભુંડા આવે અવતાર, તેમાં દુઃખ થાય તે અપાર;
અંડજ ઉદભિજ સ્વેદજ જેહ, જરાયુ આદિક ચાર દેહ. ૩
લખચોરાશિમાં અવતાર આવે, તેનો પાર કોઈ નહી પાવે;
ઝાડપાહાડના અવતાર જેહ, અતિ ભુંડા નકારા દેહ. ૪
પહાડ ખોદે ને ઝાડને કાપે, એવા દેહને અતિ સંતાપે;
ખડવેલિના અવતાર ઘણા; તેના દુઃખમાં નહી કાંઇ મણા. ૫
તેને પાણી કોયે નવ પાયે, કાપી કાપીને સર્વે ખાયે;
પામે દુઃખ પીડા થાયે ઘણી; કહી ન જાય પીડા તે તણી. ૬
એવા ઝાડના અવતાર આવે, દુઃખ કહેતાં પાર તેનો નાવે;
પંખી જાતના અવતાર સોયે, તેના દુઃખનો પાર ન કોયે. ૭

મોટા નાનાને મારીને ખાયે, પરસ્પર વૈર ઘણાં થાયે;
ચોમાસે પાંખ પલળે જ્યારે, તેનુ દુઃખ થાય તેહ વારે. ૮
ઉનાળે લુખ વાયે ઘણી, પિડા થાયે અતિ તેહ તણી;
શિયાળે હીમ પડે જ્યારે, તેના દુઃખ કહ્યાં ન જાય કયારે. ૯
ભુખ તરસનાં દુઃખ જે થાયે, તેણે કરીને પ્રાણ જાયે;
એવા પક્ષીના કોટી કલેશ, તેમાં સુખ નહી નવ લેશ. ૧૦
પશુ જાતીના અવતાર જેહ, તેનુ દુઃખ ન કહેવાય તેહ;
પરાધિન પરવશ કાવે, વણ તોળ્યો ભાર તળાવે. ૧૧
ચાલે નહી તો મારે વારંવાર, પશુ પામે તે દુઃખ અપાર;
ખાધાપિધાની ખબર ન રાખે, ભુખ્યાં તરસ્યાં નિસાસા નાખે. ૧૨
ભાઠાં પડે કાંધ બઉ સડે, તેમાં કીડા અતિશે પડે;
તન કાપી કાપી કીડા ખાયે, તેની વેદના અતિશે થાયે; ૧૩
ઉંટ ગદ્ધાના ભુંડા અવતાર, રાત દિવસ તાણવો ભાર;
થાયે પાપ ઘણાં ભેળાં જ્યારે, એવા અવતાર આવે છે ત્યારે. ૧૪
રોઝ મૃગ બીજા અવતાર, કોયે તે નહિ આધાર;
જીયાં જીયાં જાયે તિયાં મારે, એવાં દુઃખ પામે વારે વારે. ૧૫
વરૂ વાઘ મારી તેને ખાયે, તેની કોય કરે નહિ સાયે;
કેટલાક મનુષ્ય ગોતી મારે, તેના દુઃખ કેવાય નહિ ક્યારે. ૧૬
કુતરાં બલાડાં ઉંદર જેહ, સર્પ આદિક સર્વે તેહ;
એક બીજાને મારીને ખાયે, તેનો તાપ થાયે ઉર માંયે. ૧૭
જીણા જીવ અતિશે અપાર, તેના દુઃખનો વાર ન પાર;
કઇંક વાયુ વતે મરી જાયે, ઘણા તાપવડે નાશ થાયે. ૧૮

વરસાદ વરસેને દર ભરાયે, ત્યારે ઝીણા જીવ પ્રલય થાયે;
એવાં પાપના દુઃખ કેવાયે, કોયથકી કહ્યાં નવ જાયે. ૧૯
મનુષ્ય દેહમાં દુઃખ અપાર, હરિ ભજાય એટલો સાર;
માતાના ઉદરનાં દુઃખ જેહ, કેવાયે નહિ કોયથી તેહ. ૨૦
વિર્યમુત્ર ને રક્ત નઠારૂ, લોહીનો પચપચો વાટકો આરૂ;
તેમાં જીવને દુઃખ તે થાયે, કોય કરે નહિ ત્યાં સાહે. ૨૧
જઠરાઅગ્નિની ઝાળ, લાગે તાપને થાયે બેહાલ;
જેમ ચોખા રંધાય છે જ્યારે, ઉછળે છે આધણમાં ત્યારે. ૨૨
વારંવાર ઉંચા નીચા થાયે, તેથી કોટીઘણો જીવ પીડાયે;
આવે નહિ પવન લવલેશ; પાંમે જીવ અતિશે કલેશ. ૨૩
જઠરાઅગ્નિનો તાપ તે થાયે, પરૂ પાચનો દેહ બંધાયે;
તેમાં જીવને દુઃખ અપાર, કોયે નહિ તે લેશ આધાર. ૨૪
કીડાકૃમિયાકાપી તન ખાયે, તેનાં દુઃખ કહ્યા નવ જાયે;
પગ ઉંચા માથું હેઠું હોયે; એવું દુઃખ બીજુ નહિ કોયે. ૨૫
એવા ગર્ભમાં દુઃખ છે ઘણા, જન્મ સમે દુઃખમાં નહી મણા;
માતા ઉઠે બેસે વળે ચાલે, થાયે દુઃખ તેનું અતિ સાલે. ૨૬
કાટી વાંછીની વેદના જેહ, જન્મ સમે અધિક દુઃખ તેહ;
સાંકડો મારગ ન લાગે કારી, થાય જન્મ સમે દુઃખ ભારી. ૨૭
બાળ અવસ્થામાં જે દુઃખ થાયે, તેતો કોઇ થકી ન કહેવાયે,
જુ ચાંચણ માંકણ જેહ, કરડે દુઃખ થાય ઘણાં તેહ. ૨૮
અધિરજ શાંતિ નહિ લેશ, પગે પળે પામે તે કલેશ;
ઓરી શિળિ ઉટાંટિયો થાયે, ઘણા રોગ કહ્યા નવ જાયે. ૨૯

નાના મોટાનો મેળ નહિ કાંઇ, ઘણા મરી જાયે રોગ માંહી;
ભુખ તરશનુ કેમ કરી કહે, રોઇ રોઇને માગી તે લહે. ૩૦
બાળકને સુખ નહિ કાંઈ, આઠે પોર દુઃખી મનમાંહી;
જોબન અવસ્થામાં દુઃખ અતિ, કામ ક્રોધ ફેરવે છે મતિ. ૩૧
માન મચ્છર ઇર્ષ્યા જેહ, મોહ મમતા પીડે અતિ તેહ;
ચડે મદને ભુલે તે ભાન, આત્માનુ તે નવ રહે જ્ઞાન. ૩૨
અંતર શત્રુ અતિ દુઃખ આપે, પંચ વિષય અતિશે સંતાપે;
જોબન અવસ્થા મહા ભુંડી ભયંકારી, થાય બુદ્ધિ અતિશે નઠારી.૩૩
અહંકાર ઈર્ષ્યા અતિ થાયે, ભુંડા પાપને માર્ગે ચલાયે;
એવા અધર્મનાં દુઃખ અતિ, જુવાન અવસ્થામાં ફેરવે મતિ. ૩૪
વેવારનાં દુઃખ આવે અપાર, એવો દુઃખરૂપ તે સંસાર;
અનંત બીજા થકી દુઃખ થાયે, તેતો અધિભુતના કેવાયે, ૩૫
થાય રોગાદિક પીડા જેહ, જાણો અધ્યાત્મનાં દુખ તેહ;
અનંત અધિ દૈવનાં દુઃખ આવે, દેવાદિકનાં જે જે દુઃખ કાવે. ૩૬
કોટી લીધા દીધાના કલેશ, સંસારમાં સુખ નહિ લેશ.
પાપ રૂપ જુવાની અવસ્થા જાણો, તેતો નિશ્ચે કરી પ્રમાણો. ૩૭
જે જે દુઃખ માત્ર તે કહેવાયે, વ્રધ અવસ્થામાં ભેળાં થાયે.
થાયે શરીરનું બળ નાશ, પુરી થાયે નહી એકે આશ. ૩૮

## પૂર્વછાયો.

ત્રષ્ના રૂપી ખાડો મોટો, ઉંડો અપરમપાર.
માયા કૃતથી ભરાય નહિ, દેવ બ્રહ્માને સુખ નહિલગાર. ૩૯

પ્રકૃતિ પુરૂષ આદિ અખિલ વિશ્વને, ત્રષ્ના રાક્ષણી ખાય.
માયા કૃતમાં મોહ પામે તે, કાળના ગ્રાસ કહેવાય. ૪૦
સંત વિવેકી ત્રશ્ના તજે, જાણી કાળનો પાસ.
સુખ દેખે હરિ ચરણમાં, મુકી પંચ વિષયની આશ. ૪૧
આત્મા મધ્યે પરમાત્મા બીરાજે, ત્યારે સમે તૃશ્નાની જાળ.
ધર્માનંદ કે તે વિના ન ટળે, તૃશ્ના પાપણી વિશાળ. ૪૨

**ઇતિશ્રી હરકૃશ્નમાહારાજની લીલા ચંતામણી મધ્યે ભાગવત ધર્મમાં વૈરાગ્ય નિરૂપણ કર્યો એ નામે નવમું રત્ન સંપૂર્ણ ॥૯॥**

## શ્રીહરિ કૃષ્ણાય નમોનમઃ

### દુહા.

જેમ જેમ ભોગવે ભોગ ઘણા, તેમ તેમ તૃશ્ના અપાર.
પાવકની જ્વાળ મધ્યે. જેમ હોમે ઘૃતની ધાર ૧
વૃધપણામાં તન ઘટે, ઘટે રૂપ બળ હાર.
તૃશ્ના પાપણી દિન દિન પ્રત્યે, વધે અપરમપાર. ૨

### ચોપાઈ.

તૃશ્ના વધે અતિશે અપાર, કરે કલ્પના વારંવાર.
હાથ પગનું બળ ક્ષિણ થાય, પામે દુઃખ કરે હાય હાય. ૩
આધિ વ્યાધિ અનંત રોગ જેહ, વૃધ અવસ્થામાં ભેળા થાય તેહ.
કંપે શરીર ને શ્વાસ ભરાય, ઉઠયા બેઠાની વેદના થાય. ૪

થાય ક્ષિણ અતિ અન્ન ન પચાવે, ખાધા પીધામાં સુખ ન આવે.
જેવું માગે તેવું નવ જડે, થાય દુઃખી માથુ ફોડી રડે. ૫
સગાં સબંધી સર્વે સંતાપે, મારે શબ્દ ઘણાં દુઃખ આપે.
સ્વાર્થનાં સગાં તે કહેવાય, સ્વાર્થ ન સરે તો અવગુણ ગાય ૬
દાંત પડે ને દાઢો દુખે, અન્ન ખાય નહી મરે ભુખે.
ટાઢું જેવું તેવું અન્ન આપે, માગે હુનું તો મુળગુ ન આપે. ૭
કાંઇ માગે તો કરે તિરસ્કાર, વધુ બોલે તો આપે તે માર.
બુદ્ધિ ગઇ પાપી મરી જાને, મોઢું માં દેખાડ ધુળ ખાને. ૮
એમ સગાં સબંધી સઉ, વૃદ્ધ અવસ્થામાં દુઃખ આપે બહુ;
વૃદ્ધ અવસ્થામાં દુઃખ અપાર, માટે હરી ભજવા તત્કાળ. ૯
સ્વાયંભુ મનુ આદિ રાજા જેહ, મેલી રાજા ને વન ગયા તેહ;
જ્યારે રાજમાંહી સુખ થાય, ત્યારે વનમાં શું કરવા જાય. ૧૦
ચિત્રકેતુ આદિ રાજો સઇ, મુકી સ્ત્રી વન વશ્યા જઇ;
સ્ત્રીમાં જો સુખ હોયે સાર, કોટી મુકે કેમ તે નાર. ૧૧
માટે ધન જોબન તન નાશ, તેની અજ્ઞાની કરે છે આશ;
અંત સમાનું દુઃખ અપાર, કેતાં કેતાં ન આવે પાર. ૧૨
જે જે રોગ તે સર્વે કહેવાય, તે તો અંત સમે ભેગા થાય;
કંઠ રૂંધાય ગલફા ભરાય, કોટી વીંછીની વેદના થાય. ૧૩
નવસે નવાણુ નાડીયો જેહ, અંત સમે તુટે સર્વે તેહ;
બોતેર કોઠામાં લાગે તે લાય, અનંત દુઃખ કહ્યાં નવ જાય. ૧૪
આધિ વ્યાધિ અતી ઘણી થાય, નાખે ચીસો દુઃખ ન ખમાય;
સગાં કુટુંબી રહે સર્વ જોઈ; દુઃખ ટાળી શકે નહિ કોઇ. ૧૫

મળમુત્ર ને વિષ્ટા છે જેહ, તેણે કરીને ખરડાય દેહ;
ભયંકારી યમદુત ભારી, કોઇની લેશ ન લાગે કારી. ૧૬
મારે મુગદળ કરે હાય હાય, હરિવીના કોણ કરે સહાય;
હરિ વિમુખ ને જમ મારે, એવાં દુઃખ પામે જીવ ભારે. ૧૭
એવા જીવ જમના માર ખાય, વારંવાર જમપુરી જાય;
એવી રીતે યમપુરીનાં દુઃખ, જીવ ભોગવે હરિથી વિમુખ. ૧૮

છ લાખ ને ચોરાસી હજાર, તેમાં જીવને નાખે વારંવાર;
નર્કના કુંડમાં દુઃખ થાય, તે તો મુખે કહ્યાં નવ જાય. ૧૯
જેને જેટલી આયુશ જેવું સુખ, તેની કેડે તેટલું છે દુઃખ;
દ્વાપરની આયુષ વધુ જેહ, તેને અધિક દુઃખ જાણો તેહ. ૨૦
ત્રેતાયુગની આયુષ તે જાણો, વર્ષ દશહજાર પ્રમાણો;
તેહ પ્રમાણે દુઃખ લીયો જોઇ, માયા કૃતમાં સુખી નહી કોઈ. ૨૧
શતયુગની આયુષ કહું જેહ, લાખ વર્ષ સુધી રહે દેહ;
જયારે મરવાનું ટાણું થાય, હજુર વર્ષ તે ખાટલે પીડાય. ૨૨
હાડ માંસ તે પ્રાણ કહેવાય, તેમાં અતિ જીવ દુઃખી થાય;
વર્ષ સો સુધી ડચકાં ખાય, અતિ દુઃખ પામી જીવ જાય. ૨૩
પામે મનુષ્ય દુઃખ અપાર, કેતાં કેતાં તેનો નાવે પાર;
દેવાદિક લોક લીયો જોઇ; તેમાં પણ સુખી નથી કોઇ. ૨૪
ઇર્ષ્યા અસુયા કપટ બહુ, તેમાં દુઃખ પામે દેવ સહુ;
નાના દેવને મોટા દુઃખ આપે, માંહોમાંહે અતિશે સંતાપે. ૨૫
એક પ્રકૃતિના કાર્યમાં જાણો, સર્વે દુઃખીયા અતિ પ્રમાણો;
માયાકૃત મિથ્યા સર્વે નાશ, અતિ કઠણ કાળનો પાશ. ૨૬

દેવ દૈત્યને મનુષ્ય જેહ, ક્ષણ ક્ષણમાં નાશ પામે તેહ.
તેને નિત્ય પ્રલય કહેવાય, તેનું દુઃખ કહ્યું નવ જાય. ૨૭
ચૌદ લોકની રચના જાણો, સર્વે મળી વૈરાટ પ્રમાણો.
વૈરાટનો દિવસ પુરો થાય, તેમાં ચૌદ મનુ થઇ જાય, ૨૮
જેવડો તેનો દિવસ હોય, તેવડી તેની રાત પણ સોય,
વૈરાટનો દિવસ હોય જ્યારે; ત્રિલોકની સ્થિતિ રહે ત્યારે. ૨૯
એની રાત્રી પડે જેહવારે, ત્રિલોક નાશ પામે છે ત્યારે
તેને નિમીતિક પ્રલય જાણો, તેમાં ઘણાં દુઃખ તે પ્રમાણો. ૩૦
વૈરાટની આયુષ લીયો જોઇ, જીવે દ્વિપરાર્ધ્ધ કાળ સોઇ.
તેનો મૃત્યુકાળ આવે જ્યારે, તે પણ દુખ પામે અતિ ત્યારે. ૩૧
સો વર્ષ સુધી વૃષ્ટિ નવ થાય, સર્વે જીવ નાશ થઇ જાય.
પ્રલય કાળના સૂર્ય છે જેહ, અતિ આકરા તપે છે તેહ. ૩૨
બાળી રાખ કરે તત્કાળ, એવી કાળની કઠણ જાળ.
પછે વૃષ્ટિ થાય અપાર, નાશ પામે વૈરાટ નિરધાર. ૩૩
મહદાદિક ચોવીસ તત્વ જેહ, પ્રધાન પુરૂષ પ્રકૃતિ તેહ.
સર્વે માહામાયામાં લય થાય, તેતો પ્રાકૃત પ્રલય કહેવાય ૩૪
માહામાયા પણ થાય લય, અક્ષર બ્રહ્મના પ્રકાયમાં તેહ.
જેમ દિવસે રાત્રી ન દેખાય, એવી રીતે માયાનો લય થાય ૩૫
તેને આત્યંતિક પ્રલય જાણો, સર્વેનો તે નાશ પ્રમાણો.
ઉત્પત્તિ પ્રલય કહેવાય, તેનાં રૂપ જાણે વૈરાગ્ય થાય. ૩૬
તેને આત્યંતિક પ્રલય જાણો, સર્વેનો તે નાશ પ્રમાણો;
ઉત્પત્તિ પ્રલય કહેવાય, તેનાં રૂપ જાણે વૈરાગ્ય થાય. ૩૬

દેખી માયાકૃત નાશવંત, રાખે વહાલા એક ભગવંત;
સેજે માયાપર સદા સ્થિતી, દેખે જગતને આત અનિતી. ૩૭
જાણે માયાકૃત દુઃખરૂપ, રાખે ઉરમાં હરીનું સ્વરૂપ;
પાપરૂપ જગતને જાણે, તેનાં સુખદુઃખ સર્વે પ્રમાણે. ૩૮
સર્વોપરી સુખ છે જેહ, હરીકૃષ્ણના ચરણમાં તેહ;
અખંડ અવિનાશી સુખ અપાર, નાશ પામે નહિ કોઇ વાર. ૩૯
હરિકૃષ્ન ચરણે સુખ દેખે, માઇક સુખ અગ્નિ જેવું લેખે;
એવો વૈરાગ પ્રગટે જેવારે, પંચવિષયનાં મુળ કાપે ત્યારે. ૪૦
વૈરાગ્ય પ્રગટે તે જેને, જગત સુખ ઝેર લાગે તેને;
એવા વૈરાગ્યવાન યોગી, સદા બ્રહ્મરસના ભોગી. ૪૧
જેણે કર્યો સુધારસનો અહાર, તે ન રાખે વિષ્ટાપર પ્યાર;
જોયુ પિંડ બ્રહ્માંડ તપાસી, સર્વે દીઠી માયાની ફાંસી. ૪૨
મનુષ્યદેવ બ્રહ્માદિક જેહ, ત્રણ તાપમાં બળે છે તેહ;
એક શાંતિ હરિચર્ણમાં થાય, બીજા સર્વેને કાળ ખાય. ૪૩
હરિ વિના નહી કહીં સુખ, સઉને જન્મ મરણનાં દુઃખ;
હૃદય આતુરતા અતિ ભારી, હરિ પ્રગટ મળે મોરારી. ૪૪
હરિ મળ્યા વિના પળ જાય, તેતો કોટી કલ્પ સમ થાય;
નીરખું નયણે હરી એકતાર, કૈંયે મળે તે પ્રાણઆધાર. ૪૫

## પૂર્વછાયો.

કૈંયે મળે પ્રાણપતિ, તેનો વેદ કહ્યો નવ જાય;
હરિ હરિ કરતો ફરે, કયારે પ્રગટ મળે સુખદાય. ૪૬

એવા વૈરાગ્યવાનના, ઉરમાં હરિ કરી રહે વાસ;
ક્ષણુ ન મળે વેગળા, હરી રાખે પોતાની પાસ. ૪૭

અનેક જન્મના સંસ્કારે, એવો પ્રગટે વ્રહે વૈરાગ;
હરિ વિના બીજે ક્યાંઈ, રહેવા ન દીયેરાગ. ૪૮

ધર્માનંદ કહે વૈરાગ્યનું, રૂપ કહ્યું યથાર્થ જેહ;
હવે કહું ભક્તિ એકાંતિક, તમે સાંભળજો વળી તેહ. ૪૯

**ઇતિશ્રી હરિક્રૃષ્ન મહારાજની લીલાચંતામણી મધ્યે ભાગવત ધર્મમાં વૈરાગ્યનું નિરૂપણ કર્યું એ નામે દશમું રત્ન સંપૂર્ણ ॥૧૦॥**

## શ્રીહરિ કૃષ્ણાય નમોનમઃ

### દોહા.

મિન સ્નેહી નીરનો, ચંદ્રસ્નેહી ચકોર;
તેમ સાધુ સ્નેહી હરિકૃષ્નના, રટના આઠો પહોર. ૧

નેણુ વેણુ રસના સદા, ગાય હરિનું ગાંન;
પ્રગટ સ્વરૂપ હરિકૃષ્નમાં, થઇ રહ્યા ગુલતાન. ૨

### ચોપાઈ.

હવે કહું ભક્તીનું રૂપ, નવધા ભક્તી સદા સુખ રૂપ.
તેથી હરિ મળે તત્કાળ, આપે સુખ અતિશે અપાર. ૩
ધર્મ જ્ઞાન વૈરાગ્યવંત હોય, હરિની ભક્તિનો અધિકારી સોય.
ભક્ત સકામી જે જે કહેવાય, તેતો જ્યારે ત્યારે ભ્રષ્ટ થાય. ૪

માટે બ્રહ્મરૂપ થઇ ભક્તિ કરો; અવિદ્યા ઉરથી પરહરો.
સર્વે સાધનનું ફળ જેહ, માહાત્મ સહિત ભક્તિ કરવી તેહ. ૫
ભક્ત નિષ્કામી હરિને પ્યારા, તેથી નાથ ન રહે ન્યારા.
વાલો ભક્તિને વશ થાય, બીજો કોઇ નથી ઉપાય. ૬
અનંત જન્મનાં સુકૃત જેને, ભક્તિ પ્રાપ્ત થાય છે તેને.
બીજાને તો ભક્તિ દુર્લભ અતિ, ભક્તિ કરવામાં ન ચાલેમતિ. ૭
મોટા મોટા ભક્ત કહેવાય જેહ, બ્રહ્મ રૂપ થયા છે તેહ.
તેજ ભક્તિના અધિકારી કહાવે, એમ શાસ્ત્ર પુરાણુ તેને ગાવે. ૮
શ્રવણુ ભક્તિ સદા સુખકારી, જેથી પ્રગટ મળે મોરારી.
જેને શ્રવણુ ભક્તિ ઉદે થાય, તેનો મહિમા કહ્યો નવ જાય. ૯
સર્વે સાધનનું ફળ એહ, શ્રવણુ ભક્તિમાં થાય સ્નેહ.
પૃથુરાજા જે મોટા કહેવાય, ચોવીસ અવતારમાં તે ગણાય. ૧૦
શ્રવણુ ભક્તિવાલી અપાર, કથા સાંભળમાં અતિ પ્યાર,
દશ હજાંર માગ્યા તે કાન, એવા સાંભળવામાં શ્રદ્ધાવાન ૧૧
મારગ મોક્ષનો કહુ તે જાણો, શ્રવણુ ભક્તિ તે સુખ પ્રમાણો.
જે જે રૂડા રૂડા ગુણ કહાવે, શ્રવણુ ભક્તિ થકી સર્વે આવે. ૧૨
શ્રવણુ ભક્તિ સર્વે સુખ આપે, કાળ માયાનું બંધન કાપે.
કરે બ્રહ્મરૂપ તત્કાલ, એવો શ્રવણુ ભક્તિમાં છે માલ. ૧૩
પ્રગટ હરિના મુખની વાણી, તેનું શ્રવણુ કરવું હેત આણી;
એકાગ્ર મને કરીને ધારો, મન કરીને મનમાં વિચારો. ૧૪
કરે મોહ મમતાનો નાશ, થાય અક્ષર ધામમાં વાશ.
હરિની વાતોમાં જે રાખે પ્રીત, થાય તત્કાળ ત્રિગુણાતિત. ૧૫

હરિનાં ચરિત્રની લીલા જેહ, તેમાં અતિશે રાખવો સ્નેહ.
ધર્મ જ્ઞાન વૈરાગ્ય જેમાં હોય, એવી કથા સાંભળવી સોય. ૧૬
હરિનાં ચરિત્ર જેમાં ન આવે, એવી કથા પાપ રૂપ કહાવે.
તેને સાંભળવી નહિ કાન, એજ જ્ઞાની અતિ વિદ્વાન. ૧૭
શ્રવણ ભક્તિ સર્વેનો સાર, કરે બ્રહ્મ રૂપ માયા પાર.
માટે શ્રવણ ભક્તિ સર્વોપરિ, જેથી પ્રગટ ઓળખાય હરિ. ૧૮
કિરતન ભકિત કરો પ્રેમ આણી, હરિના જસ બોલવી વાણી.
કથા કીરતન જે જે કહેવાય, સર્વે કીરતન ભકિત ગણાય. ૧૯
કિરતન ભકિત અતિ સુખકારી, કરો હરિ મુર્તિ ઉરમાં ધારી.
કિરતન ભકિતમાં ચીત જોડાય, મનઈંદ્રીયો સર્વે વશ થાય. ૨૦
અનંત જન્મનાં પાપ નાસે. અંતરમાંહી તે જ્ઞાન પ્રકાસે.
થાય હરિ ચરણમાં પ્રીતી, જાય સેજે જગતને જીતી. ૨૧
સ્મરણ ભકિત અતિ સુખકારી, હરિ કૃષ્નને અતિશે પ્યારી.
કરે દોષ માત્રને તે દુર, થાય અંતરના શત્રુ તે ચુર. ૨૨
અંતરથી અવિદ્યા સર્વે જાય, ઉરમાં હરિનો નિવાસ થાય.
કરો સ્મરણ સ્નેહ સહિત, થાવો તત્કાળ માયા રહિત. ૨૩
ખાતાં પીતાં ઉઠતાં બેસતાં જેહ, સ્મરણ કરો થાય હરિમાં સ્નેહ.
નાતાં ધોતાં જે ક્રીયા હોય, તેમાં સ્મરણ કરવું સોય. ૨૪
સ્મરણ ભકિત અતિ સુખ આપે, કાળ માયાનું બંધન કાપે.
અરચન ભકિત કરે અઘનાસે, હરિ રાખે પોતાની પાસે. ૨૫
ચંદન પુષ્પ વસ્ત્રભુષણ જેહ, ચડાવવાં પ્રભુજીને તેહ.
ધુપદિપ આર્ત્યાદિક જેહ, અરચન ભકિત કહેવાય તેહ. ૨૬

અરચન ભકિત કરે નીષ્કામ, તેતો સહેજે પામે અક્ષરધામ.
વંદન ભકિત કરો ભાવ આણી, કરવી સ્તુતી જોડીને પાણી. ૨૭
પ્રગટ હરિક્રશ્ન હોય જ્યારે, વંદન ભકિત કરે તે તે વારે.
તેનાં ભાગ્યનો પાર ન આવે, એમ સર્વે શાસ્ત્ર તેને ગાવે. ૨૮
દંડવત પ્રણામ કરવા જેહ, રાખો હરિના ચરણમાં સ્નેહ.
ગદ ગદ કંઠ થઇ જોડી હાથ, કહેવું કૃપાસિંધુ કૃપાનાથ. ૨૯
વંદન ભકિત હરિને તે પ્યારી, થાય મતિ અનિશે તે સારી.
પાદ શેવન ભકિત સુખ કરણી, શોક સંતાપાદીક દુઃખ હરણી. ૩૦
ફળ ફુલ તુલસી પત્ર જેહ, ચરણ પુજવા રાખી સ્નેહ.
ધોઈ ચર્ણ ચરણામૃત લેવું, મુખે હરિ હરિકશ્ન કહેવું. ૩૧
ચાંપવા ચર્ણ રાખી ઘણો સ્નેહ, થાય દોષ સર્વેનો તે ખેહ,
દાસ ભકિત દુર્લભ છે અતિ, હરિકૃશ્નમાં જોડાવે મતી. ૩૨
કરે જીવને બ્રહ્મ સ્વરૂપ, આપે સુખ અપાર અનુપ.
કહું દાસત્વ ભકિતની રીત, રાખે નહિ શરીરમાં પ્રીત. ૩૩
હરિની સેવામાં રાખે તાન, રહે નહી તે દેહનું ભાન.
બહુ સુંદિર મંદિર જેહ, હરિ ક્રશ્ન સારૂ કરે તેહ. ૩૪
અનજળ સેવામાં જે જોયે, લાવે હરી સારૂ દાસ સોયે.
હરિ હરિ પ્રસન્નતાની ઉરમાં આસ, એમ વરતે સદાયે દાસ. ૩૫
સેવા કરે સદા ભાવ આણી, વાલા હરિ રાખે સુખ ખાણી.
સખાભકિત સદા સુખ આપે, કાળ માયાનું બંધન કાપે. ૩૬
હરિક્રશ્નમાં કરવી પ્રિતી, એજ સખાપણાની રિતી.
રહે અખંડ હરિની પાસ, રાખે ચર્ણમાં નિત્ય નિવાસ. ૩૭

રમવું જમવું હરિને સંગ, હરિ વિના નહિ બીજો રંગ.
હરિની પ્રસાદીમાં રાખે પ્યાર, નહિ બીજા વિષયનો અહાર. ૩૮
સુખ પામે હરિની સાથ, રાખે જીવના જીવનનાથ.
આત્મનિવેદી ભક્ત કહું જાણો, હરિચર્ણમાં ચિત્તને આણો. ૩૯
તન મન ધન આદિક જેહ, હરિને અર્પણ કરવું તેહ.
મન રાખવું હરિની પાસ, આત્મનિવેદી વરતે એમ દાસ. ૪૦
અન જળ ફળાદિક જેહ, હરિને જમાડવા વળી તેહ.
હરિની પ્રસાદી વિના નવ ખાય, તેહ આત્મ નીવેદી કહેવાય. ૪૧
કહ્યાં નવધા ભક્તિનાં રૂપ, થાય તત્કાળ બ્રહ્મ સ્વરૂપ.
જે જે ભક્તી કરે નીષ્કામ, તેને હરી આપે અક્ષરધામ. ૪૨
અક્ષરધામ પામ્યાની એ રીત, કરવી નવધાભક્તિ રાખી પ્રીત;
અનંત જન્મના સુકૃત હોય, નવધાભક્તિ પ્રેમે કરે સોય. ૪૩
એવો લાભ નથી બીજો કોય, પ્રગટ પ્રભુની ભક્તિ હોય;
અતિ પાપી દુષ્ટ હોય જેહ, ભક્તિ કરે પ્રેમે સહિત તેહ ૪૪
તેનાં પાપ તત્કાળ જાય, અક્ષરધામનો અધિકારી થાય.
ધર્મ જ્ઞાન વૈરાગ બહુ ભારી, ભક્તિ સર્વેને અતિ સુખકારી. ૪૫
વૈરાગ્ય ભક્તિના ચરણ જાણો, જ્ઞાનભક્તિનું હ્રદય પ્રમાણો.
ધર્મ ભક્તિનું મુસ્તક જેહ, એ સર્વેનો જીવભકિત તેહ. ૪૬
ધર્મ જ્ઞાન વૈરાગ શરીર જાણો, તેમાં જીવભકિતને પ્રમાંણો.
કહુ એકાંતિક ધર્મ સોય, એની ઉપમા આવે નહિ કોય. ૪૭
એને પરાભકિત કહેવાય, જીવ બ્રહ્મરૂપ તત્કાલ થાય.
પ્રગટ હરિની આજ્ઞા જેહ, ભાગવતધર્મ કહેવાય તેહ. ૪૮

હરિની આજ્ઞા જેને જેમ હોય, તેમ કરવું ભાગવત ધર્મસોય.
હરિની આજ્ઞા એજ છે ધર્મ, હરિની આજ્ઞાએ બળે તે કર્મ. ૪૯
પ્રગટ હરિનું વચન જેહ પરાભકિત જાણી લીધો તેહ.
હરિનાં વચન સર્વે સુખકારી, ટળે જન્મ મરણ ભય ભારી. ૫૦
હરિની આજ્ઞામાં જે જે રહે, તેને એકાંતિક ભકિત કહે.
દ્રુપતિને પતિ પાંચ જેહ, પણ સતિ કહેવાણી તેહ. ૫૧
અર્જુને માર્યા અનંત જીવ જોય, સગા સબંધી ને ગુરૂ સોય.
તોય શાસ્ત્ર અર્જુનને ગાય, હરિ અજ્ઞાયે ભકિત કહેવાય. ૫૨
ગંધારિયે પાટા બાંધ્યા સાત, પતિવૃતા ધર્મની વાત.
તોયે ગંધારી પાપણી કહેવાણી, શાસ્ત્રમાં અપકિરતિ ગવાણી. ૫૩
સવાભાર તે સુવર્ણ જેહ, બ્રાહ્મણને કરણ આપે તેહ.
એવા પુન્યવાન કહેવાય, ચંડાલ ચોકડીમાં ગણાય. ૫૪
રાવણ જરાસંઘ આદિક જેહ, મોટા જ્ઞાની પુન્યવાન તેહ;
કીધું હરિ સંગે વૈર જ્યારે, વ્યાસજીએ દૈત લખ્યા ત્યારે. ૫૫
માટે પ્રગટ હરિ કહે જેમ, ભકિત કરવી તેહ સમે તેમ.
પુર્વે હરિના જે જે અવતાર, તેનો નોખો છે વહેવાર. ૫૬
નરસિંહ મચ્છ કચ્છાદિક જાણો, તેની ક્રિયા નોખી તે પ્રમાણો.
રામચંદ્ર ઋષભ કૃષ્ન જેહ, તેનાં ચરિત્ર નોખાં નોખાં તેહ. ૫૭
ફરશુરામે ક્ષત્રીને મારી, તેણે ઉઘાડી મોક્ષની બારી.
લોહીના કુંડમાં જેહ નહાય, ત્યારે કલ્યાણ તેનું થાય. ૫૮
રામચંદ્રે વાનરાં ભેળાં કીધાં, રાવણ મારવાને સંગે લીધાં
માર્યો રાવણ ને અધર્મ કાપ્યો, વાલે વાંદરાંને મોક્ષ આપ્યો. ૫૯

શ્રીકૃષ્ણની લિલા જેહ, પોતે વાછડાં ચારતા તેહ.
કરી ગોપ ગોવાળાની ટોળી, ખાય દુધ દહીં માખણ ચોરી. ૬૦
રાસ રમ્યા ગોપિસંગે હરી, મોક્ષ આપવા એવી લીલા કરી;
મારી કંસ અસુરનો કર્યો નાશ, વાલે કીધો દ્વારિકામાં વાસ. ૬૧
પાણિ ગૃહણ કર્યું સ્ત્રીઓ અપાર, કરવા મોક્ષ પ્રાણ આધાર.
હરિયે અર્જુનને આજ્ઞા આપી, નાંખો ભાઇ ગુરૂને કાપી. ૬૨
ઉદ્ધવને આપ્યું નિજ જ્ઞાન, એમ મોક્ષ કીધો ભગવાન.
એમ અવતારની રીત કહી, કર્યાં મોક્ષ તે જીવના સહી. ૬૩

## પૂર્વછાયો.

સર્વે અવતારની જુદી જુદી રીત, જાણે વિવેકી સંત.
જે તે ભાવે મોક્ષ દેવા, લીલા કરે ભગવંત. ૬૪

કરતુ મકરતુ અન્યથા કરતુ, વળી ચાહ્ય તેમ કરે.
સંત જનને સુખ આપે, અસુરનો ભાર હરે. ૬૫

મોટા મોટા ઇશ્વર સહુ, વર્તે એની આજ્ઞામાંહ્ય.
પ્રભુને નહિ કોઇની આશા, એતો સર્વોપરિ કહિરાયે. ૬૬

જે જે સમે જેમ આજ્ઞા હોય, તેમ વર્તે તે ભકત કહેવાય.
ધર્માનંદ કહે દુઃખ ટળે, બ્રહ્મ સ્વરૂપે થાય. ૬૭

**ઇતિશ્રી હરિકૃષ્ણ મહારાજની લીલાચંતામણી મધ્યે ભાગવત ધર્મમાં ભક્તિનું નિરૂપણ કર્યું એ નામે અગિઆરમું રત્ન સંપૂર્ણ ॥૧૧॥**

## શ્રીહરિ કૃષ્ણાય નમોનમઃ

### દોહા.

પુર્ણ બ્રહ્મ પુરૂષોત્તમ, સર્વ કારણ સુખધામ;
ધર્મ એકાંતિક સ્થાપવા પધાર્યા સુંદિરશ્યામ. ૧
ધર્મ જ્ઞાન વૈરાગ સહિત, ભક્તિ એકાંતિકજોય;
આપે વાલો નિજ દાસને, તતકાળ બ્રહ્મરૂપ હોય. ૨

### ચોપાઈ.

આ સમે આવ્યા પ્રાણ આધાર, કરવા જીવને માયાપાર;
આપી પોતાના સ્વરૂપનું જ્ઞાન, કરવા બ્રહ્મરૂપ એવું તાન. ૩
કરવી શુદ્ધ ઉપાસના જેહ, પુરૂષોત્તમને પામવા તેહ;
જીવને પુરૂષોત્તમ મળે જ્યારે, સર્વોપરી સુખ થાય ત્યારે. ૪
માટે પ્રગટ પ્રમાણ ભજવા હરી, શુદ્ધ ઉપાસના દ્રઢ કરી;
જીવનું અપુર્ણપણું કહેવાય, વિષય ભોગવી શાંતિ ન થાય. ૫
અનંત બ્રહ્માંડના વિષય જેહ, ભોગવી શાંતિ પામે નહિ તેહ;
એવું જીવીને અપુર્ણપણુ જેહ, વિષય ભોગવ્યા બાંધી સ્નેહ. ૬
રાગે કરી વિષય ભોગવ્યા સોય, તેહ પાપે અપુર્ણપણું હોય;
જીવે વિષય ભોગવ્યાં અતિ, તોયે તૃપ્તિ પામ્યો નહિ રતિ. ૭
તેનું કારણ કહું તેને જાણો, વિષય નાશવંત પ્રમાણો. ૮
પુરૂષ પ્રકૃતિમાંથી થયું જેહ, સર્વેનો દ્રષ્ટા જીવ તેહ. ૯
માટે વિષયનો દ્રષ્ટા થઇ, જીવ પ્રમાણ કરે તેનુ સહી;
જે જે વિષય ભોગવે જયારે, શાંતિ પામે નહિ કોઈ વારે. ૧૦

જીવ વિષયનો દ્રષ્ટા કહેવાય, વિષય ભોગવી સુખી ન થાય;
વળી અધિક વિષય જે હોય, તેની ઇચ્છા રાખે જીવ સોય. ૧૧
ઇચ્છારૂપી વળગ્યું મોટું પાપ, તેમાં જીવ પામે તે સંતાપ,
તેનું દ્રષ્ટાંત કહું હવે એહ, કોઇ ઠેકાણે લાય બળે જેહ. ૧૨
તેથી છેટે પતંગીયા હોય, તેને તાપ પ્રકાશ થોડો સોય;
પતંગીઓ અગ્નિ સામો જાય, તેમ તેમ દુખી ઘણો થાય. ૧૩
પ્રકાશનુ સુખ લેવા જેહ, દોટ કરે પતંગીયો તેહ.
જેમ જેમ અગ્નિ સામો જાય, તેમ તેમ તાપ અતિ થાય. ૧૪
અગ્નિમાં પડીને પ્રાણ ખોય, દુઃખ પામે પતંગીયો સોય.
દ્રષ્ટાંતનું સિદ્ધાંત એહ, આગને ઠેકાણે વિષય તેહ. ૧૫
પુરૂષ પ્રકૃતિ થકી થયો સોય, તેમાં લેશ સુખ કેહી ન હોય.
જેમ પતંગીયો અગ્નિમાં મોહી, તેમાં દુઃખ પામે અતિ સોહી. ૧૬
જેમ જેમ મોટા વિષય મળતાજાય, તેમ તેમદુઃખી ઘણો થાય.
સર્વે વિશ્વના વિષય ભોગવે સોય, જ્ઞાન વીના શાંતિ નવ હોય. ૧૭
બીજું દ્રષ્ટાંત કહું તે સોઇ, નિદ્રામાં સુતો પુરૂષ કોઇ.
તે ભુખ્યો તરશ્યો પુરૂષ હોય, ભુખ તરશના સંકલ્પ સોય. ૧૮
તે પુરૂષને સ્વપ્નુ થાય, અન્ન જળ આદિક દેખાય.
તેનું કારણ કહું તે જાણો, કર્મફળ દાતા હરિ પ્રમાણો, ૧૯
તેના સંકલ્પ પ્રમાણે તે જેહ, આપે સંકલ્પનું ફળ તેહ.
તોય ભુખ તરશ ન જાય, સંકલ્પથી પેટ ન ભરાય. ૨૦
ઇશ્વરે આપ્યું કર્મફળ જાંણો, ભુખ્યો રહ્યો તેનું કારણ પ્રમાણો
એનું કારણ કહું તે એહ, ભુખ તરશનો ધર્મ સ્થુલ દેહ. ૨૧

ઇશ્વરે આપ્યા સ્વપ્નના ભોગ જેહ, સ્થુલની ભુખ ન ટાળે તેહ.
એને સુખ થાય હવે ક્યારે, જાગૃત અવસ્થાને પામે ત્યારે. ૨૨
સ્વપ્નમાં ભોગ દીઠા હોય જેહ, ઘણા ભોગનાં સ્થાનક તેહ.
સ્વપ્નમાં જેમ જગત દેખાય, રાજા રંક સર્વે સત્ય મનાય. ૨૩
તેનો સંશે રહેતો નથી કાંઇ, એવો નિશ્ચે થાય મન માંહી.
જાગ્રતમાં જે નિશ્ચે કર્યો હોય, સ્મૃતિ રેતી નથી સ્વપ્નમાં સોય. ૨૪
એવું માયાનું વિપ્રીત જ્ઞાન, રહે નહિ જાગ્રતનું ભાન.
ખોટા વિષયમાં છે પ્રીતી જેહ, વિપ્રીત જ્ઞાન જાણી લીયો તેહ. ૨૫
સ્વપ્નમાંહી ગમે તેટલું ખાય, સ્થુલ દેહની ભુખ નવ જાય.
જેમ જેમ અધિક વિષય મળે, તેમ તેમ વધુ તાપમાં વળે. ૨૬
વિષય થકી પાછો વળે જ્યારે, જીવ શાંતિને પામે છે ત્યારે.
પંચ વિષયમાં પ્રીતી છે જેને, નિદ્રારૂપી સ્વપ્ન જાણો તેને ૨૭
જીવને સુખી થવાનો ઉપાય એહ, જાગ્રત અવસ્થાને પામવું તેહ
જાગ્યા વીના સુખી નવ થાય, એમ સર્વ શાસ્ત્ર સંત ગાય. ૨૮
સ્વપ્ન અવસ્થાના વિષય જેહ, જાગ્યા પછી મીથ્યા થાય તેહ.
જાગ્રત અવસ્થાને પામે જ્યારે, સ્થુળના વિષય ભોગવે ત્યારે. ૨૯
સ્વપ્ન અવસ્થા એવી છે જેહ, જાગ્રત લેશ ન સાંભરે તેહ.
જાગ્રત અવસ્થાને પામે જ્યારે સ્થુળના વિષય ભોગવે ત્યારે ૩૦
જેવું સ્વપ્નમાં જાગ્રત મીથ્યા થાય, તેવું જાગ્રતમાં સ્વપ્ન નવ જાય.
જાગ્રત અવસ્થામાં વધુ જ્ઞાન હોય, લેશ સ્વપ્નમાં જ્ઞાન ન રહે સોય
જાગ્રતમાં સ્વપ્ન ન દેખાય, દેખ્યું હોય તેવું કહેવાય;
એનું દ્રષ્ટાંત છે વળી એહ. જાગ્રતને ઠેકાણે સ્વપ્ન તેહ. ૩૨

જાગ્રત અવસ્થા તુરિયા પર હોય, માયા પર નિર્ગુણ સ્થીતી સોય;
જેમ જાગ્રતના વિષય ભોગવે જ્યારે, ભુખ તરશની શાંતી થાય ત્યારે
સ્વપ્નમાં સુજે તેટલાં પકવાન ખાય, તોય ભુખ લેશ નવ જાય;
તેનું કારણ કહું તે જાણો, વિષય પંચ ભુતના પ્રમાણો. ૩૪
જાગ્રત સ્વરૂપ માયા પર જેહ, તેના ઉપયોગમાં નાવે વિષય તેહ;
જેમ પાડાને પીડા થાય, પખાલ ડાંમે રોગ ન જાય. ૩૫
તેમ મોહ નિંદ્રાને વિષય જોય, જાગ્રત રૂપી સ્વપ્ન ભાસ્યું સોય;
સ્વપ્નમાં દીઠા શહેર બજાર, માણસ પશુ પક્ષી તે અપાર. ૩૬
રાજા દેવાદિકના વિષય જેહ, તેમાં સુખ દુઃખ દીઠું તેહ;
મારૂં તારૂં આદિક દુખ અતિ, જાગ્યા પછી દુખ ન રહે રતિ. ૩૭
તેમ ગુણાતિત અવસ્થા જેહ, તેની આગળ જાગ્રત મિથ્યા તેહ;
જાગ્રત અવસ્થાના વિષય ભોગ જાણો, મનુષ્યદેવ બ્રહ્માના પ્રમાણો.
જાગ્રતનુ દુઃખ સ્વપ્નાથી ન જાય, તેમ પુરૂષના વિષય નાશ થાય;
તેમ પુર્વે કહ્યા વિષય જેહ, મનુષ્ય પુરૂષાદિકનાં તેહ. ૩૯
એનાં ઐશ્વર્ય વિષય ભોગ કહેવાય, માઇક દ્રષ્ટીએ સત્ય દેખાય,
પણ ગુણાતિત સ્વરૂપ જેહ, તેને શાંતિ ન કરે વિષય તેહ. ૪૦
કોટી બ્રહ્માંડનાં વિષય સુખ સોય, આત્માને સુખ ન આપે કોય;
ઉલટા અશાંતી દુઃખ ઉપજાવે, એવા વિષય પાપ રૂપ કહાવે. ૪૧
શુદ્ધ સ્વરૂપ પોતાનું દેખાય, ત્યારે સ્વપ્ન સુખ મીથ્યા થાય,
તેમ પુરૂષ પ્રકૃતિના વિષય જેહ, બ્રહ્મસ્થિતિમાં મીથ્યા દેખે તેહ.૪૨
બ્રહ્મરૂપ તે જ્યારે થાય, પામે સુખ કહ્યું નવ જાય;
પુરૂષ પ્રકૃતિના વિષય કહેવાય, સર્વનો પોતે દ્રષ્ટા થાય. ૪૩

સર્વોપરિ બ્રહ્મસુખ જેહ, તેને પામે શાંતી થાય તેહ;
જાગ્રત અવસ્થાને પામે જ્યારે, સ્વપ્નના વિષય મિથ્યા થાય ત્યારે. ૪૪
તેમાં સુખની ઇચ્છા નવ રહે, સ્વપ્ન મિથ્યા મને સમજી લહે;
એવું જાણીને તે જીવ જેહ, પામવાની ઇચ્છા ન કરે તેહ. ૪૫
જ્ઞાનરૂપી અવસ્થા કહેવાય, પામે જ્ઞાન બ્રહ્મરૂપ થાય;
એવા બ્રહ્મરૂપ મુક્ત હોય, પુરૂષોત્તમને ઉપાસે સોય; ૪૬
અતિ મહા ભક્તિમાં પ્રીતી, હરિ વીના બીજે નહી નીતી;
જાગ્રત અવસ્થાના વિષય જેહ, તેમાં બાંધ્યો તે અતિ સ્નેહ. ૪૭
જ્યારે સાચુ મળ્યું પોતાનું સુખ, ત્યારે ટળ્યાં સર્વે વિષયના દુઃખ;
વિષયમાં સુખી નહી સાર, મોટા મોટા પામે નહી પાર ૪૮
જ્યારે આત્માનો અનુભવ થાય, ત્યારે વિષયના સુખ સર્વે જાય;
જેમ સુર્ય ઉદય થાય જ્યારે, રાત્રિ નાશ પામે તેહ વારે. ૪૯
બ્રહ્મ સ્વરૂપનુ સુખ છે જેહ, પંચ વિષયમાં નથી લેશ તેહ.
બ્રહ્મ સુખ સર્વોપરિ સોય, અતિ અપાર પાર ન કોય. ૫૦
સર્વ આધાર અક્ષર જેહ, તેને માને નિજ રૂપ તેહ.
પરબ્રહ્મ પુરૂષોત્તમનું રૂપ, દેખે આત્મામાં અખંડ સ્વરૂપ. ૫૧
જેમ જાગ્રત અવસ્થામાં અતિ, પંચ વિષયમાં ઘણી મતિ.
તેન બ્રહ્મના સુખને પામ્યા સોય, અતિ આનંદ ગમન હોય. ૫૨
બ્રહ્મનુ સુખ અતિશે અપાર, બ્રહ્મ સર્વે સુખનો આધાર;
પામે બ્રહ્મના સુખને જ્યારે, આનંદ કહ્યો નવ જાય ક્યારે. ૫૩
પુરૂષોત્તમનો મહિમા જાણે જેહ, અનાદિ અક્ષર થકી તેહ;
રાખે પુરૂષોત્તમ માંહીં પ્રીતિ, એવી સદાય માયાપર સ્થિતિ. ૫૪

અક્ષર બ્રહ્મ શુદ્ધ થાય જ્યારે, પરબ્રહ્મને ઉપાશે ત્યારે;
સવાસનિક ભક્ત હોય, ઇંદ્ર જેવા પ્રભુને જાણે સોય. ૫૫
ત્યારે પોતે ઇંદ્ર જેવો થાય, એવો ઉપાસનાનો ભેદ કહેવાય;
બ્રહ્મા જેવા પ્રભુ જાણે જેહ, થાય બ્રહ્મા જેવો ભક્ત તેહ. ૫૬
દેહ રૂપે ભક્તિ કરતો જાય, દેહમાં મમતા અતિશે થાય;
દેહ રૂપી ભક્ત હોય જેહ, પ્રકૃતી પુરૂષ સુધી પુગે તેહ. ૫૭
દ્રષ્ટિ માયાથી પર ન થાય, મહિમા પ્રભુનો નવ સમજાય;
ભક્ત ભગવાનનો જે હોય, વરતે દેહરૂપ વળી સોય. ૫૮

## પૂર્વછાયો

દેહરૂપે ભક્તિ કરે, તે થાય નહિ નિષ્કામ;
પ્રભુ તેને ઓળખાય નહી, દુઃખ પામે તે આઠો જામ. ૫૯

જેમ જેમ મોટપ પામે, તેમ વધે ત્રષ્નાની જાળ;
શાંતિ અંતરમાં લેશ નહી, વધે અશાંતિ વિશાળ. ૬૦

માટે નિષ્કામ ભાવે ભક્તિ કરવી, તજવી વિષયની આશ;
તન મન ધન અર્પણ કરીને, થાવું પ્રભુના દાસ. ૬૧

નિષ્કામ ભક્તને સુખ અપાર, આપે છે ભગવાન;
ધર્માનંદ કહે તેના ઉરમાં, પ્રભુ રહે છે મુર્તિમાન. ૬૨

**ઇતિ શ્રી હરિકૃષ્ણમાહારાજની લીલાચિંત્તામણી મધ્યે ભાગવતધર્મમાં ભક્તિનિરૂપણ કરી એ નામે બારમું રત્ન સંપૂર્ણઃ ॥૧૨॥**

## શ્રીહરિ કૃષ્ણાય નમોનમઃ

### દોહા.

પ્રગટ પ્રભુના ચરણ વીના, સુખ નહી લવ લેશ;
દેવ બ્રહ્માદિક સર્વને, અંતર માંહી ક્લેશ, ૧
મિથ્યા સુખને પરહરી, ભજવા સુંદિર શ્યામ;
અખંડ અવિનાશી સુખ મળે, થઇએ પુરણ કામ. ૨

### ચોપાઇ.

વિષયની વાસના નવ જાય, તેને પ્રભુનો મહિમા ન જણાય,
પરમેશ્વરની માયા થકી જેહ, થયું વિપ્રીત જ્ઞાન તેહ. ૧
મનુષ્ય દેવ પુરૂષાદિક જોય, તેમાં નોખા નોખા ભેદ સોય.
જીવ ઇશ્વરની રૂચીને જાણો, અધિક નુન્ય ઘણી પરમાણો. ૨
જેને જે વિષયમાં રૂચી હોય, તેમાં જોડાયા સર્વે સોય.
ચાર પ્રકારની મુક્તિ જેહ, તેમા અનંત ભેદ નોખા તેહ. ૩
તેતો ઉપાસનાના ભેદ જાણો, અનંત પ્રકારના તે પ્રમાણો.
વિષય વાસનિક ભક્ત હોય, ભક્તી કરે પ્રભુની સોય. ૪
જેવા ભગવાનને ભક્ત જાણે, ત્યાં પુગાડે દેહ મુકયા ટાણે.
તેમાં રાજા જેવા જાણે જેહ, પામે રાજાની પદ્ધિને તેહ. ૫
ઇંદ્ર બ્રહ્મા જેવા જાણે જોય, તે તે ધામને પામે સોય;
મહિમા જાણે અતિસે અપાર, પ્રકૃતિ પુરૂષ સુધી નિરધાર. ૬
દેહરૂપી મોટો ભક્ત થાય, તે તો પુરૂષના ધામ સુધી જાય;
તેમાં અનંત અરૂચી જેહ, અક્ષર બ્રહ્મ કહેવાય તેહ. ૭

તેને પોતાનું રૂપ પ્રમાણો, તેથી પરમ પુરૂષોત્તમ જાણો;
પુરૂષોત્તમને ઉપાસે જેહ, થાય અક્ષર બ્રહ્મરૂપ તેહ. ૮
દેહરૂપે શુદ્ધ ઉપાસના થાય, પ્રકૃતિ પુરૂષના ધામમાં જાય.
મધ્યમ વૈરાટને પામે જેહ, કનિષ્ટ ઇંદ્ર થાય વળી તેહ. ૯
નિશ્ચે ત્રણ પ્રકારનો જાણો, સવિકલ્પના ભેદ પ્રમાણો;
આત્મારૂપે ઉપાસના જેહ, સર્વોપરિ પ્રાપ્તિ થાય તેહ, ૧૦
સર્વોપરિ પુરૂષોત્તમને જાણો, અતિશે વિલક્ષણ પ્રમાણો;
ગુણ ઐશ્વર્ય સમૃધિ અપાર, બળ અધિક અનંત પ્રકાર. ૧૧
ગુણની ઉપમા નવ થાય, પુરૂશોત્તમ સર્વોપરિ રાય;
અનાદિ અક્ષર છે જેહ, તેને નિજરૂપ માનવું તેહ. ૧૨
સર્વ કારણ અક્ષર અનુપ, શુદ્ધ સ્વરૂપ સદાયે સુખરૂપ;
પરમાત્મા પુરૂષોત્તમ જેહ, આત્મા ધારે સ્વરૂપ તેહ. ૧૩
નિર્ગુણ શુદ્ધ ઉપાસના હોય, પમાડે પુરૂષોત્તમને સોય;
પ્રિતિ પુરૂષોત્તમને વિષે થાય, સદા સુખી સ્વતંત્ર કહેવાય. ૧૪
મહા અદ્‌ભુત આનંદ જેહ, તેમાં સદાયે મગન રહે તેહ;
એવો અનાદિ જીવનો આશય હોય, મોટું થવાની ઇછા સોય. ૧૫
સૌને અધિક સુખી થાવું જેહ, એવો અંતરનો નિશ્ચય તેહ;
પોતાની ઇચ્છા પુરી કરવા સારૂ, અનંત ઉપાય કર્યા હજારૂ. ૧૬
અનંત ફેરા જન્મી મરી જાય, તોયે પણ ઇચ્છા પુરી ન થાય;
જ્યાંસુધી જીવનો આશય ન જાય, ત્યાંસુધી ત્રષ્ના પુરી ન થાય. ૧૭
ઇચ્છા પુરી થવાનો ઉપાય એહ, કહું સાંભળજો તમે તેહ;
સર્વોપરિ પુરૂષોત્તમ જેહ, ભજવા અક્ષરરૂપ થઇ તેહ. ૧૮

જ્યારે જીવીની ઇચ્છા પુરી થાય, ત્યારે પુરણ કામ કહેવાય;
એવું જોતાં જણાય છે એમ, જીવ અક્ષર હોય નહી કેમ. ૧૯
જાણે પુરૂષોતંમના ઉપાસક હોય, એમ નિશ્ચે થાય છે સોય.
અક્ષરને અક્ષરાતિત મળ્યા જ્યારે, સુખ પામ્યો સર્વોપરિ ત્યારે૨૦
માટે બીજા સુખનો ઉપાય જેહ, તેને મેલી હરિ ભજે તેહ.
શાંતિ પામવાનો ઉપાય એહ, આત્મા પરમાત્માનું જ્ઞાન તેહ. ૨૧
પણ અજ્ઞાને કરીને જોય, શાંતિ પામે નહિ જીવ કોય.
પુર્ણ કામનો ઉપાય એહ, પુર્વે કહ્યો છે ઉપાય તેહ. ૨૨
શુદ્ધ અક્ષરરૂપ ઉપદેષ્ટા હોય, કોઇ રીતનું લાંચ્છન ન હોય.
પ્રકૃતિ પુરૂષ થકી પર થાય, શુદ્ધ ઉપાસક તે કહેવાય. ૨૩
પિંડ બ્રહ્માંડને જાણો જોય, બેને એકતા જાણે વળી સોય,
દેહ બન્યો મનુષ્યનો જેમ, મુળ પુરૂષનો દેહ બન્યો તેમ. ૨૪
મનુષ્ય દેહના અલ્પ ભુત જેહ, મુળ પુરૂષના મહત ભુત તેહ;
પિંડ બ્રહ્માંડને એક જાણો, આત્મા નોખો શુદ્ધ પ્રમાણો. ૨૫
દેહમાં હાડકાનો ભાગ જોય, તેને પ્રથ્વીમાં હોમવો સોય;
જળની દ્રષ્ટિને પામ્યો જયારે, પ્રથ્વી લય થઈ જાય ત્યારે. ૨૬
દેહમાં રૂધિરનો ભાગ જોય, તેને જળમાં હોમવો સોય;
અગ્નિની દ્રષ્ટી જ્યારે થાય, ત્યારે જળ લય થઈ જાય. ૨૭
દેહમાં જઠરાગ્નિ છે જેહ, તેને કરવો અગ્નિમાં લય તેહ;
જ્યારે વાયુની દ્રષ્ટિ તે થાય, ત્યારે અગ્નિ નવ દેખાય. ૨૮
દેહમાં પ્રાણવાયુ છે જોય, તેને વાયુમાં હોમવો સોય;
આકાશની દ્રષ્ટિ થાય જ્યારે, વાયુ દ્રષ્ટિમાં નવ આવે ત્યારે. ૨૯

દેહમાં આકાશનો ભાગ જેહ, હોમવો મહદાકાશમાં તેહ;
જ્યારે વૈરાટની દ્રષ્ટી થાય, ત્યારે આકાશ લય થઇ જાય. ૩૦
દેહમાં અહંકારનો ભાગ જેહ, વૈરાટમાં લય કરવો તેહ;
મહતત્વની દ્રષ્ટી થાય જ્યારે, વૈરાટ લય પામે તેહ વારે. ૩૧
દેહમાં મનનો ભાગ છે જોય, હોમવો પ્રધાન પુરૂષમાં સોય;
થાય પ્રકૃતિની દ્રષ્ટિ જે વારે, પ્રધાન પુરૂષ ન દેખાય ત્યારે. ૩૨
દેહમાં બુદ્ધિનો ભાગ છે જેહ, મુળ પ્રકૃતિમાં હોમવો તેહ;
અક્ષરની દ્રષ્ટિ થાય જ્યારે, મુળ માયાનો લય થાય ત્યારે. ૩૩
જેમ દીવસ ઉગે રાત જાય, તેમ માયા અક્ષરમાં લય થાય;
એમ જ્ઞાન પ્રલય કરે જ્યારે, શુદ્ધ ઉપાસક થાય ત્યારે. ૩૪
શુદ્ધ સ્થાનક અક્ષર બ્રહ્મ જેહ, તેમાં રહેવાની ભાવના કરે તેહ;
અક્ષરના ભાવને પામ્યા હોય, તેનો સંગ નિત કરવો સોય. ૩૫
અક્ષરાતિત ગુણરૂપ અપાર, ઐશ્વર્ય અપ્રરમિતના વેપાર;
મહિમા અક્ષરથી કહ્યો ન જાય, સર્વોપરિ પુરૂષોત્તમરાય. ૩૬
દિવ્ય સ્વરૂપ સદાયે સાકાર, સર્વોપરિ સર્વના આધાર;
તેણે આજ ધર્યો અવતાર, આપે ભક્તને સુખ અપાર. ૩૭

## પૂર્વછાયો.

આપે સુખ ભક્તને અતિ ઘણું, પુરૂષોત્તમ પ્રાણ આધાર.
નિત્ય નિત્ય લીલા નાથની, તેનો કોય પામે નહી પાર. ૩૮
પોતે પુરૂષોતમ આવીયા, સર્વોપરિ પરબ્રહ્મ.
અનંત જીવ ઉદ્ધારવા, આજ સ્થાપ્યો એકાંતિક ધર્મ. ૩૯

જે જન આવે આશરે, તે થાય છે બ્રહ્મ સ્વરૂપ.
પંચ વિષયની વાસના તજી, પામે તે સુખ અનુપ. ૪૦

આજ્ઞા પ્રમાણે જે જન વરતે, તેને આપે છે મોક્ષનું દાન.
બ્રહ્મરૂપ કરવા ભક્તને, ધર્માનંદના વાલાનું તાન. ૪૧

**ઇતીશ્રી સ્વામી ધર્માનંદ કૃત ભાગવતધર્મ મધ્યે ભક્તિ નિરૂપણ કરી એ નામે તેરમું રત્ન સંપૂર્ણ. ॥૧૩॥**

**॥ ઇતીશ્રી ભાગવતધર્મ સમાપ્તઃ ॥**



# ॥ અથ પ્રાર્થના લીખ્યતે ॥

## શ્રીહરિકૃષ્નાયનમોનમઃ

હું જે તે શ્રીહરીક્રશ્ન પરમાત્મા પરબ્રહ્મ પુરૂષોત્તમ તેના ચરણુકમળને વિષે વારંવાર દંડવૃત કરૂં છું, તે શ્રીહરી ક્રશ્ન કેવા છે, તો સર્વ અવતારના અવતારી છે, કેતાં અવતારી એવા જે શ્રીહરિ ક્રશ્ન માહા પ્રભુજી તેના શ્રીમુખથકી આત્મા પર-માત્માના સ્વરૂપનું જ્ઞાન, જેના આત્મામાં સાક્ષાત્કાર ઉતર્યું ને પંચ વિશ્રયનો ત્યાગ કરીને, બ્રહ્મ સ્થિતિને પામ્યા એવા જે ભગવાનના સંત તે ભગવાનના અવાતર કહેવાય છે. માટે તે સર્વે અવતારના અવતારી શ્રીહરિક્રશ્ન મહાપ્રભુજી છે, અને શ્રી હરિ ક્રશ્ન કેવા છે તો અક્ષરાતિત છે, કેતાં અક્ષર ધામને વિષે બ્રહ્મરૂપ મહામુક્ત રહ્યા છે, તે નીરંતર સેવે છે, ચરણુકમળ તે જેમના એવા છે, અને અપરમિત છે, મહિમા તે જેનો એવો છે કેતાં ચાર વેદ પણ જેને નેતિ નેતિ કહી ગાય છે પણ કોઇ તેના મહીમાનો પાર પામે એમ નથી, અને વળી શ્રીહરિક્રશ્ન મહાપ્રભુજી કેવા છે તો, સ્વતંત્ર છે કેહતાં કરતુ મકરતુ અન્યથા કરતુ સમર્થ છે, તે કરતાપણાને ગુણે કરીને તો સબળ બ્રહ્મ-રૂપ પોતાનું ઐશ્વર્ય દ્વારાયે અનંત કોટી બ્રહ્માંડની ઉત્પતિ કરાવે છે, અને મકરતુપણાને ગુણે કરીને પોતે શ્રીહરિ ક્રશ્ન મહાપ્રભુજી કાંઇ એ માઇક કાર્ય કરતા નથી, અને પોતાના અક્ષર ધામને વિષે અનંત કોટી બ્રહ્મરૂપ મહા મુક્ત રહ્યા છે,

તેને અલૌકીક બ્રહ્માનંદ સુખ આપે છે, અને અન્યથા કરતુ પણાને ગુણે કરીને પોતાને ચરણે આવ્યા એવા જે પોતાના આશ્રીત જનો તેને અનાદિનુ અજ્ઞાન ને માયાનુ બંધન છે, તે પરમાત્મા વીના તથા પરમાત્માના અવતાર, એવા જે પ્રત્યક્ષ પરમાત્માના એકાંતિક નિરવાસનિક સંત તે વીના મોટા દેવ બ્રહ્માદિ થકી તે જીવનુ બંધન ટળે નહી, તેને આત્યંતિક જ્ઞાન આપીને તે માયાના બંધનને ટાળીને સ્થુળ સુક્ષ્મ કારણ ને મહા કારણ એ જે ચાર શરીર, તેનો જ્ઞાને કરીને પ્રલય કરાવીને, બ્રહ્મ સ્થિતિને પમાડીને પોતાના અક્ષર ધામને વિષે અખંડ નિવાસ કરાવે છે, માટે શ્રીહરિકૃષ્ણ મહા પ્રભુજી અન્યથા કરતુ સમર્થ છે, તથા વૈરાટ સુત્રાત્માને અવ્યા કૃત રૂપ જે ઇશ્વરની મહત માયાને, પણ જ્ઞાનરૂપી પ્રલે કરાવીને તે માયાનો નાશ કરે છે, અને સગુણા નિર્ગુણ કરતા અકરતા સાકાર નિરાકાર જડ ચૈતન એવા જે અનંત ઐશ્વર્ય તેના નિયંતા છે, કેહતાં સગુણ જે કાળ માયા પુરૂષાદિક જગત કરવારુપ ઈશ્વર, તથા નિરગુણ જે અક્ષર બ્રહ્મરુપ મુક્ત તથા ચૈતન શક્તી જે અપરમિત જીવ ઈશ્વરના આત્મા તથા જડ શક્તિ જે મહત પંચ ભુતાત્મક અનંત કોટી પિંડ બ્રહ્માંડ ઈત્યાદિક અનંત શક્તીયું તે જેની આજ્ઞામાં નિરંતર વરતે છે, પણ તે કોઇ લેશ માત્ર આજ્ઞા લોપી શકતા નથી, એવા જે હરિકૃષ્ણ મહાપ્રભુજી સર્વે શક્તિમાનને પોતાનું અદ્‌ભુત એવું જે દીવ્ય ઈશ્વર્ય, તે પોતાના સ્વરુપને વિષે છપાવીને અનંત જીવુંનો ઉદ્ધાર કરવાને

અર્થે મનુષ્યા કૃતીનું ધારણ કર્યું છે, કહેતાં કંકણપુર એટલે ચુડાને વિષે ઔદિચ સહસ્ત્ર એવું જે ઉત્તમ દ્વિજ કુળ ત્યાં તમે પ્રગટ થયા છો. કહેતાં કૃપા કરીને દરશન આપો છો અને હે નાથ હે હરિકૃક્ષ તમે દયા કરીને તમારા ભક્ત જનને ઇંદ્રિયો અંતઃકરણને અનુભવમાં તમારૂં સ્વરૂપ સાક્ષાત્કાર કરાવીને, બ્રહ્મ સ્થિતિને પમાડો છો. માટે તમારા ભક્તજન છે તે તમારી નિરંતર પ્રાથના કર્યા કરે છે. હવે તે પ્રાર્થના કરવાની રીત કહું છું. જે હે શ્રીકૃક્ષ હરિકૃક્ષ હે નાથ હે પ્રભુ હે કૃપાસિંધુ હે અધમ ઓધારણ, હે ભક્ત વછલ હે હરિકૃક્ષ તમે દયા કરીને અધર્મના સર્ગ થકી મારી રક્ષા કરો. તમે શ્રી હરિકૃક્ષ કેવા છો તો, શ્રી કહેતાં અનંત કોટી બ્રહ્માંડના દેવ બ્રહ્મા-દિક ઇશ્વર, તથા અક્ષરાદિક સર્વે ધામ, તેને શોભાના આપ-નારા છો, અને હરિ કહેતાં સર્વે દુઃખના હરનારા છો તે દુઃખ તે શું તો જન્મ મરણના ગર્ભવાસને ચોરાસીનાં અપાર દુઃખ છે, તથા અંતરના શત્રુ જે કામ લોભ સ્વાદ સ્નેહ માન ને ક્રોધ, એ જે છો શત્રુ તે જીવને અપાર દુઃખ આપે તે સર્વે દુઃખને હરો છો, માટે હરિ એવું તમારૂ નામ છે. અને કૃક્ષ કહેતાં પોતાને શરણે આવ્યા એવા જે દૈવીને મુમુક્ષુ જીવ તેના ઇંદ્રિયું અંતઃકરણને જીવ તેને આકરશણ કરીને પોતાની મુર્તિને વિષે જોડાવીને બ્રહ્મ સ્થિતિને પમાડો છો. માટે હે પ્રભુ તમારૂં નામ હરિકૃક્ષ વેદને વિષે તથા શાસ્ત્રને વિષે તથા પુરાણને વિષે કહ્યું છે. માટે હે હરિકૃક્ષ એ સર્વ દુઃખ થકી મારી

તમે રક્ષા કરો. અને હે પ્રભુ હે હરિક્રશ્ન હે નાથ હે ભક્તવછલ તમે મારી પંચ વિષય જે શબ્દ સ્પર્શરૂપ રસ ને ગંધ, તે થકી રક્ષા કરો કેતાં પંચ વિષયને ભોગવવાની જે વાસના તેનો નાશ કરો કેતાં સ્ત્રી આદિક ભોગવવાની અંતઃકરણમાંથી ઈચ્છા ટળી જાય, એવી મારા ઉપર તમે દયા કરો, અને હે હરિક્રશ્ન હે પ્રભુ હે નાથ મોહ જે મિથ્યા જગતના પદાર્થને વિષે સત્યતા ભાસે છે, તે થકી મારી રક્ષા કરો, કેતાં તમારા વિના તથા તમારા એકાંતિક પંચ વિષયના ત્યાગી સંત તે વિના જગતના સર્વે પદાર્થ અતિશે અસત્ય થઇ જાય, એવી મારા ઉપર તમે કૃપા કરો ને હે નાથ હે હરિક્રશ્ન હે કૃપાસિંધુ અધર્મનો સર્ગ જે મદ મછર ઈર્ષા અસુયા દંભ કપટ મમતા દેહાઅભિમાન આશા ત્રશ્ના એ આદિક અનંત દોષ તે થકી મારી તમે રક્ષા કરો. અને હે નાથ કેતાં તમેજ એક સર્વેના નાથ છો, ને રક્ષા કરનારા છો પણ તમ વિના બીજો કોઇ દેવ બ્રહ્માદિક સર્વે અનાથ છે, કેતાં કાળ કર્મને વશ છે અને તમે તો સ્વતંત્ર છો ને સર્વેના આધાર છો, ને આદ્ય અનાદિના સર્વે જીવની રક્ષા કરો છો. માટે તમે અનાથના નાથ છો, અને હે નાથ હે ભક્તવછલ કુબુદ્ધિરૂપણિ જે મહા રાક્ષણી, કહેતાં તમારી ને તમારા એકાંતિક સંતની આજ્ઞા લોપાવનારી ને તમારે વિષે ને તમારા સંતને વિષે દોષ ભાવ લાવનારી ને સ્ત્રીયાદિક પંચ વિષયને ભોગવવાને વિષે આશક્તી કરાવનારી એવી જે કુબુદ્ધિ તે થકી મારી રક્ષા કરો. અને હે

દિનબંધુ હે દયાસિંધુ સબુદ્ધિ રૂપણી જે મહાનિધિ કેતાં તમારા પ્રત્યક્ષ સ્વરૂપનો દ્રઢ નિશ્ચે કરાવનારી, તથા તમારા એકાંતિક સંત, તેને વિષે માહાત્મે સહિત દ્રઢ આત્મબુદ્ધિની કરાવનારી એવી જે સબુદ્ધિ તે મને દયા કરીને આપો. અને હે નાથ, હે હરિકૃશ્ન, અહંકારરૂપી જે માહા મોટો રાક્ષસ કેહેતાં અખિલ વિશ્વ જે પિંડ બ્રહ્માંડનો નાશ કરનારો એવો જે અહંકાર, તે થકી તમે મારી રક્ષા કરો. અને હે પ્રભુ કેહતાં સમર્થ માહાકારણ માયાને વિષે ઘોર સુશુપ્તીમાં હું માહા સંતાપને પામતો હતો, ત્યાં તમે મને દયા કરીને બુદ્ધિ ઇંદ્રિયો મન ને પ્રાણ તે સરજી આપીને માહામાયામાંથી બાહાર કાઢયો, અને બહાર આવ્યા કેડે પણ અનાદિના અજ્ઞાને કરીને તમારા માર્ગનું ભાન મને નહોતું. માટે જ્યાં ત્યાં અધર્મના માર્ગમાં જઇને જન્મ મરણનાં કષ્ટ પામતો હતો, ત્યાંથી પણ તમે મને દયા કરીને મોક્ષનો માર્ગ બતાવીને તમારા ચર્ણનો આશ્રય કરાવીને, તમારા સંતનો સમાગમ આપ્યો છે. અને વળી હે હરિકૃશ્ન, તમે દયા કરીને મને સુગતિ દુર્ગતિનું તથા પાપ પુન્ય તથા સ્વર્ગ નર્કનું, તથા ઉત્પતિ પ્રલય ઇત્યાદિનુ જ્ઞાન કરાવ્યું. માટે હે હરિકૃશ્ન, હે દયાળમુર્તિ, તમે મારી અજ્ઞાનતા તથા અનંત દોષ તેને ન જોતાં, કૃપા કરીને મને ધર્મજ્ઞાન વૈરાગ્ય ને ભક્તિ, આદિક રૂડા રૂડા ગુણ આપો, તથા શિળ, સંતોષ, દયા, શ્રદ્ધા, ક્ષમા આદિક સાધુતાનાં ચોસઠ લક્ષણ તે મને કૃપા કરીને આપો. અને હે હરિકૃશ્ન,

હે દિનબંધુ, હે માહારાજાધિરાજ, તમે રજ, તમ ને સત્વ એ જે ત્રિગુણાત્મક તમારી માયા તે થકી મારી રક્ષા કરો. અને હે કૃપાના સાગર એવા હે હરિકૃશ્ન મહાપ્રભુ, તમે સ્થુલ સુક્ષ્મ કારણને માહાકારણરૂપ જે ઉપાધિ તે થકી મારી રક્ષા કરો. અને હે કૃપાના સાગર એવા હે હરિકૃશ્ન અને હે શર્ણાંગતવત્સલ હે હરિકૃશ્ન, શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, રસના ને ઘ્રાણ એ જે પાંચે જ્ઞાનઈંદ્રિયો, તેને અધર્મનો માર્ગ જે પંચ વિષય ભોગવવા, તેનો ત્યાગ કરાવીને તમારી અને તમારા નિર્વાસનિક સંત તેની સેવામાં અખંડ રહું, એવી મારા ઉપર કૃપા કરો. તથા વાક, પાણી, વાયુ, પાદ અને ઉપસ્થ એ પાંચે કર્મેંદ્રિયો, તે થકી હે હરિકૃશ્ન, મારી રક્ષા કરો. અને હે નાથ, અંતઃકરણ મન બુદ્ધિ, ચિત્ત ને અહંકાર, એ જે પાંચ અંતઃકરણ તે મને અનંત જન્મ થયાં ચોરાશીમાં વિષયવાસનાએ કરીને અપાર અપાર દુઃખ આપી રહ્યાં છે, માટે હવે તે થકી મારી રક્ષા કરો. અને હે અધમોદ્ધારણ હે હરિકૃશ્ન, તમે દયા કરીને અખંડ મારા આત્મામાં નિવાસ કરીને રહો, અને હે પ્રભુ, તમારા પ્રત્યક્ષ સ્વરૂપનો ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચય તે મને આપો, અને તમારા સ્વરૂપમાં કોઈ કાળે સંશય નહી, એવી હે પ્રભુ, મારા ઉપર દયા કરો. અને હે હરિકૃશ્ન, તમારો મહિમા યથાર્થ જણાય એવી મારી બુદ્ધિ કરો, અને હે પ્રભુ તમારા એકાંતીક પંચ વિષયના ત્યગી સંત તેના ચર્ણાંર્વિંદમાં અખંડ નિવાસ માગું છું, તે તમે મને કૃપા કરીને આપો. તથા સંતને

વિષે અતિશે દ્રઢપણે પ્રીતિ થાય ને સંતનો કોઇ દિવસ અ-
વગુણ આવે નહીં એવા ગુણ માગું છું, તે તમે દયા કરીને
આપો, તથા તે સંતનું મહાત્મ જેમ છે તેમ મને જણાય એવી
મારી બુદ્ધિ નિર્મળ થાય એવી મારા ઉપર તમે કૃપા કરો, ને
તમારો ને તમારા નિર્વાસનિક સંત, તેનો કોઇ કાળે વિયોગ
નહિ એવી મારા ઉપર દયા કરો. અને હે હરિકૃષ્ણ, તમારા
પ્રત્યક્ષ સ્વરૂપના નિશ્ચેવાળા એવા જે તમારા ભક્તજન જે
સર્વે બાઇભાઇ તે મને ઓળખાવજો, ને તેને વિષે મારો
સ્નેહ થજો, ને તેનો અવગુણ કોઇ દિવસ આવે નહિ એવી
મારા ઉપર કૃપા કરો. અને હે પ્રભુ, તમારા નાના મોટા સર્વે
હરિભક્તને વિષે મને દાસપણાની મતિ દેજો. અને હે હરિકૃષ્ણ,
તમારી જે નવ પ્રકારની ભક્તિ તે મને અખંડ કૃપા કરીને
આપો, તથા તમારા એકાંતિક સંત પંચ વિષયના ત્યાગી તેની
સેવાભક્તિ આપો, પણ તે ભક્તિવિના વૃથા કાળ જાય નહિ
એવી મારી ઉપર કૃપા કરો, અને હે હરિકૃષ્ણ, હે પ્રભુ, એકાંતિક
એવો જે ધર્મ તથા એકાંતિક એવી જે તમારી ભક્તિ તે
મારા આત્માને વિષે અખંડ નિવાસ કરીને સ્થિર રહે એવી
મારા ઉપર કૃપા કરો. અને તે ભક્તિમાં કોઇ વિઘ્ન થાય નહિ
એવી દયા કરો, અને હે હરિકૃષ્ણ તમારાં દર્શનમાત્રે કરીને અનંત
જન્મના પાપનાસમૂહ તે તત્કાળ નાશી જાય, જેમ સુર્યને ઉગવે
કરીને અપાર એવું જે રાત્રિનું અંધારૂં તે સર્વે નાશ પામે
છે તેમ તમારી મુર્તિનાં દર્શનમાત્રે કરીને અજ્ઞાનરૂપી જે

અંધારૂં તે સર્વે નાશ પામે છે. માટે પ્રભુ તમે કૃપા કરીને મારા આત્માને વિષે અખંડ તમારૂં દર્શન આપો, અને હે દયાળુ, તમારા એકાંતિક મુક્ત સંત તેણે સહિત દર્શન આપો, અને હે દયાળુ તમારી મુર્તિવિના તથા તમારા સંતવિના બીજા માઇક સર્વે આકાર માત્ર પિંડ બ્રહ્માંડાદિકના આકારને વિષે અત્યંત અરૂચી થઇ જાય, કેહતાં તેના વિષે વૈરાગ્ય થાય એવી મારા ઉપર દયા કરો. અને હે હરીકૃષ્ણ માયાનું આવરણ તેને જ્ઞાનપ્રલયરૂપી બ્રહ્મઅગ્નિ તેણે કરીને બાળીને શુદ્ધ બ્રહ્મરૂપ કરીને મને તમારા ચાર્ણિંદમાં અખંડ રાખો એ તમારી પાસે સ્તુતિ કરીને માગું છું. અને હરિકૃષ્ણ, હે મારા નાથ, હે પ્રભુ તમારા એકાંતિક વિષયના ત્યાગી સંત તેની સેવા મને આપો. અને તે વિના માઇક પદાર્થમાત્રને વિષે સત્યતાપણાની મતિ થાવા દેશો માં, કેહતાં વિષયનો સંબંધ થાવા દેશો માં, તથા વિષયના રાગીને રાગે કરીને વિષયના ભોગવનારા એવા જે અજ્ઞાની તેનો સંગ ક્યારેય થવા દેશો માં, કેહતાં વિષયનો સંબંધ થાવા દેશો માં, એવી મારા ઉપર હે પ્રભુ દયા કરો. અને હે હરિકૃષ્ણ તમારાં અવતાર જે રામ કૃષ્ણાદિક તેને ન માનનારા એવા જે નાસ્તિક તેનો સંગ મને ક્યારે થાવા દેશો માં, અને હે પ્રભુ મીથ્યા બ્રહ્મજ્ઞાની કેહતાં હું બ્રહ્મ છું એમ માનીએ તમારો બાંધેલો જે વિધિનિષેધનો ધર્મ તેને તોડીને કેહતાં વિધિનિષેધનો ત્યાગ કરીને, નિશંકપણે વિષયને ભોગવનારા એવા જે શુષ્ક વેદાંતિ, તેનો સંગ ક્યારેય થાવા દેશો

માં, કેમકે તે સર્વે મોક્ષના માર્ગમાં તથા તમારી ભક્તિ તથા તમારા એકાંતિક સંતના સમાગમમાં વિઘ્ન કરનારા છે, માટે તેનો સંગ મને કોઇ દિવસ થવા દેશો નહી. અને હે પ્રભુ તમારા ચર્ણકમળની સેવા દયા કરી મને આપો, એ હું તમારી પાસે માગું છું. તથા તમારા એકાંતિક સંત તેની સેવા મને નીરંતર આપજો, અને હે હરિકૃશ્ન, હે કૃપાસિંધુ, હે ભકતવત્સલ આ જે જે મેં માગ્યું, તે મને દયા કરીને તમારો દાસ જાણીને આપો. અને આ જે જે મેં માગ્યું તે વિના તમારી ભક્તિમાં તથા તમારા સંતની સેવામાં ને તમારા સંતના સમાગમમાં વિઘ્નના કરનારા એવા જે દોષ હોય તેનો દયા કરીને નાશ કરજો, એવી રીતે મોક્ષની ઇચ્છાવાળા એવા જે ભગવાનના ભકત ગૃહસ્થ સત્સંગી તથા ત્યાગી સાધુ સન્યાસી બ્રહ્મચારી આદિક સર્વે બાઇ ભાઈ નિત્યપ્રત્યે ભગવાનની સ્તુતિ કરીને દિન આધીનપણે ગદગદ કંઠે થઇને ભગવાન પાસે માગવું. તથા સર્વદા પરહિત ને પંચ વિષયના દૃઢ ત્યાગી એવા જે ભગવાનના ભકત એકાંતિક સંત તેને પણ નિત્યે નિર્માનિ થઇ ને હાથ જોડીને કહેવું, જે હે મહારાજ તમે દયા કરીને એ સર્વે દોષ ટળે એવી રીતે મને ઉપદેશ આપતા રહેજો.

ઇતિ શ્રી પ્રાર્થના સમાપ્ત.

# ॥અથ વર્તમાનપત્રક.॥

## શ્રીહરિકૃષ્ણાયનમોનમઃ

મહારાજ શ્રીહરિકૃષ્ણ મહારાજ પોતાના ત્યાગી ભક્ત સાધુ તથા વિધવા બાઇઓ તેમના ધર્મ તેમને કહેતા થકા બોલ્યા, જે અમારાં આશ્રીત ત્યાગી વિધવા બાઇઓ તેમણે સાધુની પેઠે પાંચ વર્તમાન પાળવાં. તે પાંચ વર્તમાન કયાં તે કહે છે જે, (૧) નિષ્કામી વર્ત્તમાન, (૨) નિર્લોભી વર્ત્તમાન, (૩) નિસ્વાંદી વર્ત્તમાન, (૪) નિરસ્નેહી વર્ત્તમાન અને (૫) મું. નિર્માનિ વર્ત્તમાન. તેમાં નિષ્કામી વર્ત્તમાન પાળવાની રીત કહીયે છીયે, જે અમારા આશ્રીત વિધવા બાઇઓએ તેમની નિષ્કામ વૃત્તિ દ્રઢ રાખવા સારૂ આઠ પ્રકારે પુરૂષનો ત્યાગ કરવો. તે આઠ પ્રકાર કયા તો, (૧) પુરૂષની વાત સાંભળવી નહી. (૨) પુરૂષને વાત કરવી નહિ, (૩) કોઇ પુરૂષને છાની વાત કહેવરાવવી નહિ, (૪) કોઇ પુરૂષે છાની વાત કહેવરાવી હોય તો તે પોતે છાની એકલા સાંભળવી નહિ, (૫) કોઇ પુરૂષને નજર ભરીને જાવો નહિ, (૬) કોઇ પુરૂષને અડવું નહિ, (૭) કોઇ પુરૂષને મનમાં સંભારવો નહિ, અને (૮) મું કોઇ પુરૂષનો અંગસંગ કરવો નહિ, એવી રીતે આઠ પ્રકારે નિષ્કામ વ્રત રાખવું. અને તેમાં ફેર પડે તો તે વાત બીજી એક બે વિધવા બાઇઓ અમારી ભક્ત હોય તેને કહેવું, જે મારે આ વાતનો વર્ત્તમાનમાં ફેર પડ્યો છે. એમ કહીને તેને પગે લાગીને એક દિવસ ઉપવાસ કરવો.

અને બીજું નિર્લોભી વર્તમાન પાળવાની રીત કહીએ છીએ, જે દ્રવ્યાદિક પદાર્થ પોતાને મળે એવો લોભ રાખવો નહિ, ને ખાધાના પદાર્થનો લોભ રાખવો નહિ, તથા દેહ નિર્વાહ થી અધિક વસ્ત્રાદિક પદાર્થ સંગ્રહ કરવાનો લોભ રાખવો નહિ, તથા દેહ નિર્વાહથી વધારે રાખવાં નહિ તથા દેહના સગા સંબંધિમાં સ્નેહે કરીને વધારે લોભાવું નહિ, તથા માનમાં લોભાવું નહિ એવી રીતે લોભનો ત્યાગ કરવો, અને તેમાં ફેર પડે તો એક ઉપવાસ કરવો. અને ત્રીજું નિસ્વાદી વર્તમાન પાળવાની રીત કહીએ છીએ, જે અમારા આશ્રીત વિધવા બાઈઓએ એક વખત ખાવું, તથા ખટરસનો ત્યાગ કરવો તે ખટરસ કયા તો દુધમાંથી અને શેરડીમાંથી ઉપજ્યા જે દુધ, દહીં, ઘી, ગોળ, ખાંડ અને સાકર એ છ વાનાં આપતકાળ પડ્યા વિના પોતાની મેળે ખાવાં નહિ, તથા લસણ, ડુંગળી, વઘારણી, એલચી, લવિંગ સોપારી આદિક અન્નવિના કોઈ વસ્તુ ખાવી નહિ, અને અમારા થાળની પ્રસાદી હોય ને તેમાં ઘી, ગોળ, ખાંડ, સાકર આદિક ખટરસાદિકે યુકત હોય તે પ્રસાદિ એક રૂપીયાભારથી તે પાંચ રૂપીયાભાર સુધી કોઇ ભગવાનના ભકત આપે તે જમવું, તેનો બાધ નથી પણ તે વિના એક પૈસાભાર પણ ઘી ગોળ આદિ ખાવુ નહિ, ખાધા-ની મનમાં ઇચ્છા પણ રાખવી નહિ અને અન્ન ખાવું તેમાં પણ ખારા ખાટાદિક સ્વાદ કુસ્વાદનો ત્યાગ કરીને જે વખતે જેવું મળે તેણે કરીને પેટનો ખાડો ભરી લેવો, જેણે કરીને

દેહ રહે ને દેહે કરીને ભગવાન ને ભગવાનની સેવાભકિત થાય એમ જાણીને સ્વાદેરહિત અન્ન માત્ર ખાવું, ને જીભ તથા મનને પરવશ થઇને કોઈ જાતના નિયમમાં ફેર પડે તો તેણે એક ઉપવાસ કરવો. હવે નિસ્નેહી વર્ત્તમાન પાળવાની રીત કહીએ છીએ, જે અમારા આશ્રીત વિધવા બાઇઓએ દેહ તથા દેહના સગાંસબંધિમાં સ્નેહ રાખવો નહિ તથા ગાય, ભેંસ. ઘર, મેડી, ગામ, ગ્રાસ, ખેતર, વાડી, ઝાડ, જનાવર આદિક ભગવાનના ભકત વિના પિંડ બ્રહ્માંડાદિક માયીક આકાર માત્રને વિષે કયાંઇ એ સ્નેહ જે પ્રીતી તે રાખવી નહિ, એક ભગવાન ને ભગવાનના ભક્ત વિના બીજા કોઇ પદાર્થ પિંડ બ્રહ્માદિકને વિષે પ્રીતીનો સંકલ્પ થઈ જાય તો ભગવાનની પ્રાર્થના કરીને એક ઉપવાસ કરવો, અને દેહને સુખદુઃખ થાય તથા દેહ સંબંધી પદાર્થની હાની વૃધ્ધિ થાય, તથા કોઈ પોતાને માન અપમાન કરે તો તેના વિષે હર્ષ શોકને પામવું નહિ, કેહતાં સુખદુઃખ હાણ વ્રધ ને માન અપમાને કરીને હર્ષ શોક કરવો નહિ, ને સદાય અખંડ ભગવાનમાં પ્રીતી રાખવી ને તેણે કરીને આનંદમાં રહેવું. હવે નિર્માની વર્તમાન પાળવાની રીત કહીએ છીએ, જે કોઈ જીવ પ્રાણી માત્રની હિંસા કરવી નહિ, તથા કોઇને વસમુ લાગે એવું વચન બોલવું નહિ, તથા જુઠુ બોલવું નહિ, તથા કોઇના ઉપર મીથ્યા અપવાદ નાખવો નહિ, તથા ભગવાંનના ભકત આગળ દાસભાવ રાખવો પણ બરોબરીયાપણું ભગવાનના ભકત આગળ કરવું નહિ, ને કોઇને

ગાળ ક્યારે પણ દેવી નહિ, તથા કોઇને હાથે કરીને તથા લાકડીયે કરીને તથા પથરે ઇટાળે કરીને મારવું નહિ તથા બીવરાવવું નહિ તથા કોઇનું ભુંડુ થાય એવું મનમાં પણ ધારવુ નહિ, અને કોઇ પોતાને ગાળ દે, મારે અથવા તિરસ્કાર કરે તો તે સર્વે પોતે સહન કરવું પણ તેને ગાળ દેવી, મારવો કે તિરસ્કાર કરવો નહિ, અને તેનું નરસું થાય એવું મનમાં પણ ધારવું નહિ, તેનું સારૂં થજો એમ મનમાં ધારવું, તે ઉપર એક સાખી છે.

જે નિંદ્યા કરનાર મતમરો, મરો આપકા પૂત;
આગેકુ પાવન કરે, આપે સરજે ભુત. ૧

અર્થ—નિંદાનો કરનારો મત મરો, ઘરનો દિકરો મરજો, કેમકે જે નિંદા કરે છે, તે પાવન એટલે તેનાં પાપ ધોવાય છે, ને પોતે નિંદાનો કરનારો પોતાના પાપે કરીને ભુત થાય છે કે લક્ષ ચોરાશીમાં જાય છે, માટે એમ જાણીને અમારા આશ્રીત એવી જે વિધવા બાઇઓ તેણે કોઈની ઉપર ઇર્ષા મત્સર રાખીને કોઇનું ભુંડું થાય એમ કરવું નહિ. અને આ વર્તમાન પાળવાનું કહ્યું તેમાં ફેર પડે તો તને બીજા ભગવાનના ભકત વિધવા બાઇઓ તેની આગળ નિર્માની તથા નિષ્કપટી થઇને કહેવું અને તે પાપનું નિવારણ કરવા સારૂ તેના ઉપવાસ કરાવે તે પ્રમાણે ઉપવાસ કરીને શુદ્ધ થવું, અને પછી તેવું પાપ થાય નહિ તેવી રીતે વર્તવું, અને જે વિધવા

અમારા આશ્રીત ચાલીસ વર્ષની માંહિલી કોરે જવાન અવસ્થા-વાળી હોય તેણે એક માસમાં એકાદશી સહિત ચાર ઉપવાસ કરવા, અને ખરેખરા ઉત્તમ શ્રદ્ધા વાળા તે જેને હમને બહુજ પ્રસન્ન કરવા હોય અને આ દેહે નિર્વાસનિક થઇને અક્ષરધા-મને પામવું હોય તેણે આ વર્તમાનપત્રક વાંચીને પ્રથમના વર્ષમાં છ મહીના સુધી સાંતવો પાણીમાં ચોળીને ખાવો, અને આ વર્ત્તમાનપ્રત્રકનો નિત્ય પાઠ કરવો અને પાઠ ન થાય તે દિવસ ઉપવાસ કરવો, અને જેને વાંચતાં ન આવડે તેણે પંદર દિવસમાં એક વાર સાંભળવું અને નિત્ય સંભળાવનાર હોય તો નિત્ય સાંભળવું, અને આ કહ્યું તે પ્રમાણે વર્ત્તમાન પાળવા ને તેમાં ફેર પડવા દેશો નહિ તો તેના ઉપર અમે ઘણા પ્રસન્ન થઇને આત્મામાં અખંડ નિવાસ કરીને રહીશું ને તેને કોઇ દિવસ અમારો વિયોગ થશે નહિ, ને તે દેહ મુકીને અક્ષરધા-મને પામશે. અને જે આ વર્ત્તમાન કહ્યા તે પ્રમાણે નહિ વરતે તેને અને અમારે કોઇ પ્રકારનો સંબંધ રહેશે નહિ, ને તેનાં જન્મમરણનાં દુઃખ ટળશે નહિ, માટે જેને જન્મમરણ ટાળીને આત્યંતિક મોક્ષને પામવું હોય તેણે અમારો દ્રઢ આશ્રય કરીને આ કહ્યાં પાંચ વર્તમાન તે પાંળવાં, તે મહા અલૌકીક એવું અખંડ સુખ તેને પામશે, ને જે સાંતવો ખાવાનુ કહ્યું તે જેણે ખાવો તેણે અમને પુછીને ખાવો, તથા મોટા સાધુને પુછાવીને આજ્ઞા લઇ ને ખાવા માંડવો, અને જે આ વર્તમા-નપત્રક છે. તે રેલની ગાઠી જેવું છે, જેમ રેલની ગાડી છે તે

અમદાવાદથી ચાલી એક દિવસમાં મુંબઈ પહોંચે છે, તેમ રેલવે રૂપ જે આ પાંચ વર્તમાન તેને આ કહ્યા પ્રમાણે બરાબર પાળશે તેનો આત્મા આ દેહનો ત્યાગ કરીને પાધરો અક્ષર-ધામને પામશે.

॥ ઇતિ શ્રી વર્તમાનપત્રક સંપૂર્ણ: ॥



## ॥ શ્રી હરિકૃષ્ણાય નમોનમ ॥

સંવત ૧૯ ઓગણીશે ૧૯ ઓગણીશના ભાદરવા વદિ ૧૨ દ્વાદશીને દિવસ મહારાજશ્રી હરિકૃષ્ણ ભગવાન ગામશ્રી પિંપલી મધ્યે ચુડા સામા મુલુભાઇ બેચરજીના દરબારમાં ઉગમણે બાર ઓરડાની ઓસરીમાં ઢોલીઆ ઉપર ગાદી તકીયા બીછાવીને વીરાજમાન થયા હતા ને સર્વે જરીયાની વસ્ત્ર ધારણ કર્યા હતા ને પુષ્પનાં આભુષણ સર્વે અંગમાં શોભી રહ્યાં હતાં. ને પોતાના મુખાર્વીંદની આગલ સંત મંડલ તથા દેશદેશના હરિભક્તની સભા ભરાઇને બેઠી હતી. પછે સંધ્યા આરતી થયા કેડે મહારાજ બોલ્યા જે આ જગતને વીષે બે પ્રકારના વેષધારી છે તેમાં એક સત્ય વેશ છે, ને એક અસત્ય વેશ છે તેને જાણવાં જોઇએ પણ તે જાણવું બહુ કઠણ છે, કેમકે ઉપરથી તો બે સરખાવેશ જણાતા હોય પણ તેના અંતરના આશયમાં ઘણા ભેદ છે. હવે તેને ઓળખવાની રીત એ છે, જે, જે અસત્ય વેશધારી છે તે ઉપરથી ધર્મની ઓથ લઇને સાધુના વેશ બનાવીને પછે પંચ, વિષયને ભોગવે છે. અને અજ્ઞાની લોકોમાં પુજાય છે. એવા જે અસત્ય વેશ ધારી તેના ઉપર ભગવાનનો અતીશે કોપ થાય છે. ને તેના જીવને ચોરાશીમાં જન્મ મરણનાં અપાર કષ્ટ થાય છે. કેમકે એણે ધર્મની ઓથ લેઇને અધર્મને માર્ગે પ્રવૃતી કરી કહેતાં સાધુને તો પંચ વિષયનો ત્યાગ કરવો જોઇએ તે સાધુ કહેવાય. તે તો તેણે ઉલટા વિષયને નિસંક થઇને

ભોગવ્યા માટે એ જેવો કોઇ પાપી નહિં, તે સારૂ જેને પોતાનું કલ્યાણ ઇછવું હોય તેને એવા અસત્ય વેશધારીના સંગનો ત્યાગ કરીને વેદમાં કહ્યા જે સહુ સહુના વર્ણાશ્રમના ધર્મ તેને દ્રઢ કરીને પાલવા. તેમાં જે ત્યાગી થયા હોય તેને તો પંચવિષયનો ત્યાગ અતીશે દ્રઢ પણે દેહ પર્યંત રાખવો, પણ કોઇ રીતે વિષયનો સબંધ ન કરવો અને જો ત્યાગી થઇને ગાફલાઇ રાખે તો તેનો ધર્મ કોઇ રીતે રહે નહિ, અને તે ગાફલને ખરેખરા દેશકાલે પંચવિષયનો જોગ થાય તો તે જરૂર ભ્રષ્ટ થયા વીના રહે નહિં. તે પૂર્વે પણ ગાફલાઇયે કરીને મોટા મોટાને કલંક લાગ્યાં છે, માટે સત્પુરૂષના આ પેલા જે નિયમ તેને શીર સાટે કરીને રાખવા, તેમાં જે ગ્રહસ્થાશ્રમી હોય તેને બ્રાહ્મણના વેદમાં કહ્યા હોય તે પ્રમાણે બ્રાહ્મણે વર્તવું, ને ક્ષત્રિના ધર્મ પ્રમાણે ક્ષત્રિને વર્તવું, ને વૈશ્યના ધર્મ પ્રમાણે વૈશ્યને વર્તવું, એવી રીતે જેને જેમ આજ્ઞા હોય તે પ્રમાણે તેના વેશ પણ તેવોજ રાખવો, અને જો વેશને બદલાવે તો તેને દોષ લાગે છે. જેમ ભવાયા છે તે પુરૂષના વેશ બદલાવીને સ્ત્રીનો વેશ ધારણ કરે છે તો તે જોયાનું શાસ્ત્રમાં ઘણું પાપ કહ્યું છે, તે માટે સહુ સહુના ધર્મ પ્રમાણે પોત પોતાનો વેશ રાખવો. અને જે વિધવા સ્ત્રી હોય તેને તો સાધુ જેમ પંચ વિષયનો ત્યાગ રાખે છે તેમ વિધવા સ્ત્રીને પણ પંચ વિષયનો ત્યાગ દ્રઢપણે રાખવો તોજ તેનો ધર્મ રહેશે ને તેનું કલ્યાણ થશે અને જો વિષયનો ત્યાગ નહિ રાખે ને

સારાં સારાં વસ્ત્ર પહેરશે ને ખટ રસાદીક રસ જમશે ને પોતાના ભાઇ બાપ ને દીકરા વિના બીજા પુરૂષને અડશે કે તે સાથે બોલશે તથા વિવાહમાં જશે કે ફટાણાં ગાણાં ગાશે તથા હોલી રમશે તો તે વિધવા સ્ત્રીનો ધર્મ નહિ રહે, ને તે જરૂર ભ્રષ્ટ થશે. ને તેનું કલ્યાણ કોઈ કાલે થશે નહિં, માટે જે વિધવા સ્ત્રીયો હોય તેને તો કોઇ પુરુષને નેત્ર ભરીને જોવો પણ નહિ, અને પરમેશ્વરની કથા કીરતન સેવા સ્મરણ આદિક જે નવધા ભક્તિ તે પરાયણ વર્તવું, અને જેને પ્રતક્ષ ભગવાન મલ્યા હોય તેને તે મુર્તીનું અખંડ ધ્યાન કરવું, એવી રીતની સમજણવાલીઓ જે વિધવા સ્ત્રીયો છે તેનો સાક્ષાત્કાર મોક્ષ થાય છે. અને જે સુવાસણી સ્ત્રીયો હોય તેને પોતાના પતિ વીના બીજા કોઇ પુરુષ સામું જોવું નહિ અને હાંસી મશ્કરી પણ કોઈ પુરૂષ સાથે ન કરવી અને કોઈ સુજે તેવા મોટા સાધુ પુરુષ કહેવાતા હોય તો પોતાનો ધર્મ ચુકીને તે સાથે ભ્રષ્ટ થવું નહિ, અને પોતાના ધર્મથી ચુકી જવાય એવો ઉપદેશ કોઇ કરે તો તેને ચંડાલ તુલ્ય જાણીને તેને આંગણે પણ ઉભો રહેવા દેવો નહિં, અને જે સત્પુરૂષે પોતાને જે જે નિયમો આપ્યા હોય તેને દ્રઢ કરીને પાલવા, એવી રીતે સમજીને ભગવાનનું ભજન કરશે તો તે સુવાસણી બાઇઓનાં કલ્યાણ થશે. અને જે ગ્રહસ્થાશ્રમી પુરૂષ હોય તેને પોતાની પરણેલી સ્ત્રી હોય તે વીના બીજી સ્ત્રી માત્રને વીષે મા બેહેન દીકરીનો ભાવ રાખવો.

અને પોતાની મા બેહેન સાથે પણ આપતકાલ વીના એકાંતમાં ન રહેવું ને કોઈની ચોરી ન કરવી, તથા દારૂ માટી ગાંજો તમાકું આદીક અધર્મ તેનો ત્યાગ કરીને પરમેશ્વરનો દ્રઢ આસરો રાખીને તેનું ભજન સ્મરણ કામકાજ કરતાં પણ કર્યાં કરવું, અને આ સંસારનાં જે સુખ છે તે તો સર્વે સ્વપ્ન તુલ્ય મીથ્યા છે, કેમકે અનંત કોટી જુગ થયાં જીવ તે સુખ ભોગવતો આવે છે તો પણ હજી કોઈ જીવને એ સુખમાંથી તૃપ્તી થઇ નથી, માટે જરૂર સ્વપ્ન તુલ્ય ને મીથ્યા છે. અને સત્યને અવીનાશી સુખ તો પરમાત્માના ચરણાવિંદને વીશે રહ્યું છે, એવી રીતે સમજીને સંસારનાં સુખની વાસનાનો ત્યાગ કરીને પોતાના દેહથી નોખો આત્મા જાણીને તે આત્માના આધાર જે પરમાત્મા તેની ભક્તી કરવી. અને એવી સમજણવાલા જે ગ્રહસ્થ હરિભક્ત હોય તેનો પરમ મોક્ષ થાય છે. અને વળી તેમાં કોઇને એ આસંકા થાય જે મહારાજ બીજાને તો વિષય મુકાવ્યાની વાતો કરે છે ને નિયમ રખાવે છે ને પોતે તો સારાં સારાં વસ્ત્ર પુષ્પનાં આભુષણ, ભોજન તેનું ગ્રહણ કરે છે તથા સ્ત્રીઓ સાથે બોલે છે સામુ જુવે છે પગે લગાડે છે તે શું કરવા કરતા હશે એમ કોઇને દોષ જણાય તો તેનું એમ છે, જે એ વાત તો અતીશે સમજવી અટપટી છે. અને એ વાતના મર્મને તો અમારા એકાંતીક સંત છે તે જાણે છે, અને અમારૂ સ્વરૂપ તો એવું છે જે સારાં વસ્ત્ર પહેરીએ તેણે કરીને અમારી મોટમ્ય વધે

એમ નથી, અને જેવાં તેવાં ફાટલાં તુટલાં લુગડાં પહેરીયે તેણે કરીને અમારી મોટમ્ય ઘટે એમ નથી, અને સારાં ભોજન જમે રાજી થઈયે ને ટાઢા ટુકડા જમી કુરાજી થવાય એમ પણ નથી. અને રૂપવાન સ્ત્રીને દેખી તેમાં મોહ પામીએ એમ નથી. અને હું તો દેવ બ્રહ્માદીકની સ્ત્રીયોને પણ વીષ્ટામાં હેલીયો હોય તે વત દેખું છું. પણ પ્રકૃતી જે માયા તેનાં કાર્યમાં ક્યાંઈએ મોહ થાય એમ નથી. અને અમારૂ ભજન કરીને સિદ્ધ દશાને પામ્યા એવા જે નીરવાસનીક અમારા એકાંતીક સંત તે પણ પ્રકૃતીના કાર્યને કાગ વીષ્ટા તુલ્ય જાણે છે. અને એવા ભકતજન સંત છે તે એમ જાણે છે જે એક મહારાજને કોઇ બંધન કરે એમ નથી. એમ જાણીને જીવોના મોક્ષને અર્થે વસ્ત્ર તથા પુષ્પના હાર પહેરાવે છે ને તે એમ જાણે છે જે કોઈ પાપી હશે તથા કામી ક્રોધી, લોભી, સ્વાદી, માની હશે ને તે મહારાજનાં દર્શન કરીને વસ્ત્ર પુષ્પાદીકને જોઇને રાજી થઇને મુર્તીમાં વ્રતી રાખીને કાને કરીને જો પ્રતક્ષના શબ્દ પ્રિતિયે કરીને સાંભલશે તો તેની શોત્ર ઈન્દ્રીની વૃતી સુધતાને પામશે કહેતાં તે શબ્દને સાંભલવે કરીને પ્રતક્ષ ભગવાનને વીષે દોષ બુદ્ધિના શબ્દ સાંભળ્યાં હોય તે નીર્દોષતાને પામે છે, અને નેત્રે કરીને મૂર્તીમાં જોડાય તો તેણે કરીને નેત્ર ઈન્દ્રીનાં પાપ સર્વે નાશ પામે, એવી રીતે ઇન્દ્રીઓ અંતઃકર્ણે કરીને જે જે જીવ સ્ત્રી તથા પુરૂષ તે પ્રતક્ષ ભગવાનનાં સ્વરૂપમાં જોડાય તો તેને માયાનું

આવરણ ટલી જાય છે, ને દેહ છતાં તે જીવ બ્રહ્મરૂપ થઇને અભયપદને પામે. એમ મહા મોટો ઉપકાર જે થકી થાય છે, એમ જાણીને અમારાં એકાંતીક ભક્ત સંત છે તે અમારી સેવા કરે છે. તેને પર ઉપકાર માટે અમે પણ ગ્રહણ કરીયે છીયે અને અમ વીના બીજો તો સિદ્ધ દશાને પામ્યો હોય તો પણ તે પોતાનો ધર્મ ચુકીને કહેતાં સાધુ હોય તે સાધુનો વેશ મુકીને અમારૂં આચરણ જોઇને તે પ્રમાણે આચરણ કરે તો તેને સિદ્ધિ દશા થકી પડયો જાણવો, ને તેને ધર્મ ભ્રષ્ટ થયો જાણવો માટે સાધુને સાધુનો વેશને દેશ રાખીને ભગવાન ભજવા અને ગૃહસ્થને ગ્રહસ્થનો વેશ રાખીને ભગવાનનું ભજન કરવું. પણ પોતપોતાના વર્ણાશ્રમ ધર્મનો જે વેશ તે થકી ભ્રષ્ટ થવું નહિ, અને એવી રીતે સમજીને જે દ્રઢપણે આજ્ઞામાં વરતે છે તેના ઉપર ભગવાન અતિશે પ્રસન્ન થાય છે ને તેનું કલ્યાણ થાય છે. ઇતીશ્રી મુખ સિદ્ધાંત સમાપ્ત.



## પદ. ૧. રાગ. ગોડિ.

મનુષ્યા જન્મ આવ્યો હરિ ભજવા, મથા આયુષ જાયરે;
દિન દિન પ્રત્યે આવરદા ઘટે, કાલ કાપી કાપી ખાયેરે. મ. ૧
શેર અનાજ જોઇએ તારે ખાવા, તેમાં શું કલ્પાયે;
કીડી કુંજરને આપે છે ખાવા, સમર્થ શ્રી હરિ રાયેરે. મ. ૨
ત્રષ્ણા તારી ત્રપ્ત ન થાયે, ચઉદ લોકને ખાયે;
સમજી વીચારી મેલીદે મમતા, હરિકૃષ્ણ કૃષ્ણ ગાયેરે. મ. ૩
સતસંગ રૂપી ગંગામાં, નિત પ્રત્યે ઉઠી નાયે;
ધર્માનંદ કે ભજીલે હરિકૃષ્ણ, આત્માનો મોક્ષ થાયેરે. મ. ૪

## પદ. ૨. રાગ. ઉપરનો.

માન્ય શીખામણ મેલી દે મમતા, ક્ષણભંગુર દેહ જાણી;
હરિકૃષ્ણ હરિકૃષ્ણ જપ્ય, મિથ્યા મા બોલ્યવાણીરે. માન્ય. ૧
જન્મ મરણનાં દુઃખ અતિશે, અંતરે લેને પ્રમાણી;
કોટાન કોટી વીંછીની વેદના, પિડા પામે પ્રાણીરે. માન્ય. ૨
હાલતાં ચાલતાં ભજ્ય હરિને, સુપનું સંસાર જાણી;
નહિ ભજેતો જમના દુત, મારશે તાણી તાણીરે. માન્ય. ૩
હરિકૃષ્ણનુ શરણુ લેને, અંતરે જ્ઞાન આણી,
ધર્માનંદ મટાડે દુઃખ, સાચા સનેહી સુખ ખાણીરે. માન્ય. ૪

## પદ ૩. રાગ ઉપરનો.

હરિકૃષ્ણ હરિકૃષ્ણ ગાને, મુર્તિ ઉરમાં ધારી,
તું તારા સ્વરૂપને જોને, હૃદય કમલમાં વિચારીરે, હરિકૃષ્ણ. ૧
મોહ નિંદ્રા તજી થાને તત્પર, આત્માનુ સ્વરૂપ સંભારી;
દશ ઈન્દ્રીયુ ચાર અતઃકરણ, વિષય થકી લે તું વારીરે. હરિકૃષ્ણ. ૨

મિથ્યા પરપંચ માયાનું સહુ, સગાં સબંધી નારી;
તેમાં જો લોભાણો ગાફલ, આયુષ જાઇશ હારીરે. હરિકૃષ્ણ. ૩
દેહ આત્માનો વિવેક કરીને, મુકીદે માયાની લારી;
ધર્માનંદ કે ભજ્ય હરિકૃષ્ણ, ચડાવ્ય બ્રહ્મ ખુમારીરે. હરિકૃષ્ણ. ૪

## પદ ૪. રાગ ઉપરનો.

હરિકૃષ્ણ હરિકૃષ્ણ કેને, સુખ અલોકીક લેને.
અક્ષર ધામમાં નિવાસ થાશે, તજીદે કાળના ભેનેરે, હરિકૃષ્ણ ૧
જાગ્રત સુપ્ન સુષુપ્તી અવસ્થા, તેથી નોખો તું રેને;
સ્થુલ સુક્ષ્મ કારણ શરીર, તેનું અભિમાન તજી દેનેરે, હરિકૃષ્ણ. ૨
રજ તમ સત્વ ત્રણ ગુણને, જ્ઞાન અગ્નીયે કરી ખેને.
માયાનો પરપંચ સર્વે મુકીને, શુદ્ધ સ્વરૂપે રેનેરે. હરિકૃષ્ણ. ૩
આત્મા મધ્યે પરમાત્માને ધારી, જોગ સમાધી ગ્રેને.
ધર્માનંદકે ભજીલે હરિકૃષ્ણ, પ્રગટ પ્રમાણ આજ છેનેરે. હરિકૃષ્ણ ૪

## પદ ૧. રાગ. ઠુમરી.

હરિકૃષ્ણ આવ્યા વાલો કૃપા કરીરે,
દ્વીજકુલે નરતનુ ધારી. હરિકૃષ્ણ.
અગમ અપાર જેને વેદ નેતી ગાયે,
અક્ષરાતીત આવ્યા સર્વોપરિરે. ભલા. દ્વીજ. ૧
જોગી મુનીના ધ્યાનમાં ન આવે,
મનુષ્ય સ્વરૂપે થયા હરિરે, ભલા. દ્વીજ. ૨
અધમ ઓધારણ આવ્યા બહુનામી,
ઓળખી લીયો હવે નીશ્ચે કરીરે, ભલા. દ્વીજ. ૩
ધર્માનંદ કે ભજો હરિકૃષ્ણ,
આવો અવસર નહિ આવે ફરીરે, ભલા. દ્વીજ. ૪

## પદ ૨ રાગ ઉપરનો.

એક શરણુ હરિનું દ્રઢ કરી ગ્રેનેરે,
માયાનો પરપંચ મુકી દેને. એક શરણું.
ચોવીસ તત્વનો ત્યાગ કરીને,
અજર અમર બ્રહ્મરૂપે રેનેરે. ભલા. માયાનો. ૧
સ્થુલ સુક્ષ્મ કારણુ મહા કારણુ,
અભીમાન એનું તજી દેનેરે, ભલા. માયાનો. ૨
હાલતાં ચાલતાં ઉઠતાં બેસતાં,
હરિકૃષ્ણુ હરિકૃષ્ણુ કેનેરે, ભલા. માયાનો. ૩
ધર્માનંદકે હરિકૃષ્ણુની મુર્તિ,
નીરખી અંતરમાં ધારી લેનેરે, ભલા. માયાનો. ૪

## પદ ૩. રાગ ઉપરનો.

આજ દેવા આવ્યા વાલો મોક્ષ દાનરે,
શરણુ લીયો મુકીદ્યો માન. આજ.
અનંત જનમનાં પાપ મુકાવી,
બ્રહ્મરૂપ કરવાનું નિશ્ચે તાનરે. ભલા. શરણું. ૧
મત પંથની આટ્ય મુકીને,
પ્રગટ પ્રભુના ગાઓ ગાનરે, ભલા. શરણું. ૨
માયાનું આવર્ણ દૂર કરીને,
હૃદય કમળમાં ધરો ધ્યાનરે. ભલા. શરણું. ૩
ધર્માનંદકે હરિકૃષ્ણુના મુખથી,
અધુર સુધા રસનું કરો પાનરે. ભલા. શરણું. ૪

## પદ ૪. રાગ ઉપરનો.

હરિ મળ્યા વિના મોક્ષ નહિ થાયરે,
વેદ પુરાણ મોટા સંત ગાયે. હરિ.
અષ્ટ આવર્ણ પર ધામ પ્રભુનુ,
જીવની મેલે જીવે કેમ પુગાયરે. ભલા. વેદ. ૧
દેવ બ્રહ્માદીક સર્વે માયામાં,
માયાવી થકી માયા નવ મુકાયરે. ભલા. વેદ. ૨
ગીતામાં શ્રીકૃષ્ણે કહ્યું,
એક મારે શરણે માયા તરતજ જાયરે. ભલા. વેદ. ૩
ધર્માનંદકે હરિકૃષ્ણ ભજ્યા વીના,
કાળ સહુને કાપી ખાયરે. ભલા. વેદ. ૪

## પદ ૫. રાગ ઉપરનો.

હરિકૃષ્ણ હીરો મુજને જોતાં જડયોરે,
મીથ્યા પરપંચ મેંતો મેલ્યો પડયો, હરિકૃષ્ણ.
અનંત જનમ થયાં એને ખોળતાં,
જોતાં જોતાં મારી દ્રષ્ટે પડયોરે. ભલા. મીથ્યા. ૧
અખીલ બ્રહ્માંડમાં એ નહિ વસ્તુ,
જતન કરીને ઘટ સાથે ઘડયોરે. ભલા. મીથ્યા. ૨
જગતનાં સુખ ઝેર જેવાં લાગે,
આતમા મારો એ સાથે અડયોરે. ભલા. મીથ્યા. ૩
ધર્માનંદકે હવે નહિ મુકુ,
આતમારૂપી માદલીઆમાં મઢયોરે. ભલા. મીથ્યા. ૪

# " મજરો "

નજર :કરોને નાથ, ચરણે દાસી તમારી;
તન મન ધનને પ્રાણ, નાખુ તમ પર વારી;
દર્શન વીના દયાળ, જીવ ના જંપે મારો;
સાચુ કહું મહારાજ, પ્રભુ મારે સંગ તમારો;
સંગ તમારો સામળીઆજી, અતી ઘણો આનંદ;
નજર ભરીને નીરખું તમને. નટવર નંદાનંદ;
મજરો લેજોરે મહારાજ. (૧)

કહો વ્રજ રાજ, વાંક નથી કાંઇ મહારો;
અમે અબળા આહીર, ઓછી બુદ્ધી અમારી;
સેવા કરતાં રાજ, કહો કાંઈ ચુક પડી છે;
જાણું નહીં જદુરાય, આવડી શી રીશ ચઢી છે;
રીસાયા શા માટ, ઘટે નહીં ગીરધારી;
મહેર કરો મોહનજી તમે, આ ચોઘડીએ આવો;
દયા કરો તમે દેવ દામોદર. પ્રેમે લાગું પાય;
મજરો લેજોરે મહારાજ. (૨)

અવગુણ એક ન લગાર, મન ના ધરશો;
બાંહ્ય ગ્રહ્યાની લાજ, રુદીઆમાં ધરજો;
મેલો મનની રીસ, હેત કરીને બોલાવો;
સ્નેહવધારોશામળીઆજી, હરીકૃષ્ણનાગુણગાઓ;
મજરો લેજોરે મહારાજ. (૩)

# દશ અવતારની આરતી.

જય હરિકૃષ્ણ હરી, જય હરિ કૃષ્ણ હરી, પ્રગટ થયા પુરશોતમ (૨)
દ્વીજ કુળ દેહધરી, જય હરિ કૃષ્ણ હરી.
મચ્છ થયા મનમોહન, સત્ય વૃતના સારૂ (૨)
કચ્છ સ્વરૂપે કાઢયા, ચૌદ રત્ન ચારૂ. જય હરિકૃષ્ણ હરી (૧)
વરાહ રૂપે વાહાલા, ધરણી મુખધારી. (૨)
હિરણાક્ષને હણીઓ, યુદ્ધ કરી ભારી. જય હરિકૃષ્ણ હરી (૨)
પ્રલ્હાદના પ્રતિપાળ, નરસિંહ રૂપ ધર્યું. (૨)
હિરન્ય કશ્યપુને માર્યો, ભક્તનું કામ કર્યું. જય હરિકૃષ્ણ હરી (૩)
વામન રૂપ ધરી, વિશ્વ રૂપ કીધુ (૨)
બળીરાજાને બાંધી, સર્વસ્વ લીધું. જય હરિકૃષ્ણ હરી (૪)
ફરશુરામ અવતાર, ફરશી લેઇ ફરીઆ. (૨)
ક્ષત્રી હણીઆ ખોળી, કોઇથી નવ ડરીઆ જય હરિકૃષ્ણ હરી (૫)
રાવણ રોળ્યો રામ, પાગ્ય પ્રભુ કીધી. (૨)
રાજ્ય વિભિષણ આપી, સીતા શુદ્ધ લીધી. જય હરિકૃષ્ણ હરી. ૬
કૃષ્ણ રૂપ કૃપાળ, મામાને માર્યો (૨)
ગોપીને લાડ લડાવ્યાં, ગોવરધન ધાર્યો. જય હરિકૃષ્ણ હરી ૭
બુદ્ધ થઇ બળવંત, બેઠા બહુ નામી. (૨)
દહિતને મોહ પમાડયો, છો અંતરજામી. જય હરિકૃષ્ણ હરી ૮
કળી મધ્યે અવતાર, હરિ કૃષ્ણ રૂપ ધર્યું. (૨)
કળીયુગને કાઢીને, ભક્તનું કામ કર્યું. જય હરિકૃષ્ણ હરી (૯)

આરતી આ અનોમપ, જે કોઇ ગાશે. (૨)
ધર્મમુની કહે તે પર, પ્રભુ પ્રસન્ન થાશે. જય હરિકૃષ્ણ હરી ૧૦

**હરિ કૃષ્ણ મહારાજકી જે.**

## —થાળ—

જમો જમોરે જગદાધાર, જુગતે જમાડું;
સામળીઆ સરજહાર, રંગભેર રમાડું. (૧)
મેં તો કોડલે ઓસાવ્યો કુર, કપુરીઆ વાસી;
શીરાઓ સાકર શેવ, હરીની હું દાસી. (૨)
પીરસું પીરસું રે પોળીમાંય, ગીરધર ઘી તાજાં;
ઠારૂં ઠારૂં રે મારા હાથ, શા માટે લાજું. (૩)
પીઓ પીઓ રે પૂર્ણાનંદ, જીવન જળ તાઝાં;
મુખ વાસરે બીડલાં પાન, લવીંગ સોપારી ઝાઝાં. (૪)
બેસો બેસોરે મંદીર માંય, ચોખલાં ચોઢીને;
શું કરશે દુરીજન લોક મુખડાં મરડીને. (૫)
મારે કોઇનું નથી કામ, કામ તમારૂં છે;
મારે તમ પરતાપે શ્યામ, સરવે સારૂં છે. (૬)
મેં તો સરજીની સંસાર, સરવે જોયું છે;
ધર્માનંદના ઠાકોર ઠીક, મારૂ મન મોહ્યું છે. (૭)

**શ્રી હરિકૃષ્ણ મહારાજકી જે.**